# ૧૮૫૭ : આટલું તો જાણજો



લેખક

વિજયશંકર મંછારામ ભટ્ટ

આમુખ

શ્રી મગનભાઈ પ્રભુદાસ દેસાઈ



પ્રકાશક

ધી ન્યુ ઑર્ડર બુક કંપની

એલિસબ્રિજ : અમદાવાદ-૬

પહેલી આવૃત્તિ : ૧૫ ઑગસ્ટ ૧૯૫૭
પ્રત ૧૧૦૦



કિંમત : રૂ. ૨.૭૫ નયા પૈસા

પ્રકાશક : દિનકર વાડીલાલ ત્રિવેદી,
ધી ન્યુ ઑર્ડર બુક કું. એલિસબ્રિજ : અમદાવાદ-૬
મુદ્રક : સુરેશચંદ્ર પોપટલાલ પરીખ,
ધી ડાયમંડ જ્યુ. પ્રિન્ટિંગ પ્રેસ, સલાપોસ રોડ, અમદાવાદ.

સદ્ગત માતાપિતાની પુણ્યસ્મૃતિમાં

# સત્તાવનની શતાબ્દી

આ પુસ્તકનો આમુખ લખવા માટે સારા મિત્ર ભાઈ વિજયશંકરે મને કહ્યું, તે મેં સ્વીકાર્યું તો ખરું; પરંતુ એ લખવા વિષેની મારી લાયકાત અંગે મારે કહેવું જોઈએ કે, જે ઊંડાણમાં ઊતરીને અને વિગતવાર તથા મુદ્દાસર અભ્યાસ અને બહોળું વાચન તેમણે સેવ્યાં છે, તેને ન્યાય આપવા જેવું કાંઈ મારી પાસે નથી. પણ હું આપણા અર્વાચીન ઇતિહાસમાં સામાન્ય રસ ધરાવું છું, એ લાયકાત જો પૂરતી હોય, તો તેની ના ન પાડી શકું.

૧

આપણે અત્યારે ૧૮૫૭ ની શતાબ્દી ઊજવીએ છીએ. આ પુસ્તક* તે અવસર પર બહાર પડે છે. એટલે કે. ૧૭૫૭ થી ગણો તો બસો વરસ અને ૧૮૫૭ થી ગણો તો સો વરસ થયાં. અત્યારે આપણે સ્વતંત્ર રાષ્ટ્ર છીએ; અંગ્રેજો તેમનું અહીંનું રાજ્ય છોડીને ગયા છે. ૧૮૫૭ માં તેમને કાઢવાને માટે ત્યારના આપણા પૂર્વજો,—જેવું આવડ્યું અને જેમનું ફાવ્યું તે રીતે—ઝૂઝ્યા હતા.

આ વસ્તુમાં ૧૮૫૭ ની ઘટનાની યાદગીરી રહેલી છે. એના તાજેતરના ઇતિહાસકાર ડૉ. આર. સી. મજમુદાર એ વિષે લખે છે,

"The great outbreak of 1857 is a memorable episode in Indian history which no educated Indian or Englishman has ever regarded without interest; and few without prejudice. There is no other event in the history of India of which we possess so many contemporary or nearly contemporary records and accounts, and memoirs, reviews,

---

* '૧૮૫૭ : આટલું તો જાણજો'—લે૦ વિજયશંકર મંછારામ ભટ્ટ, અમદાવાદ.

reminiscences, and historical studies, culminating in six big volumes of official history, written during the next fifty years. Yet there is no end of controversy, even now, not only as regards the causes of the movement, but also about its precise character."*

આ ઘટનાની મહત્તા તો એવી ભારે છે કે, ડો. મજમુદાર પોતે પણ, આપણા પ્રાચીન ઇતિહાસના અભ્યાસી હોવા છતાં, તેના આ અર્વાચીન પ્રકરણમાં પડ્યા અને તેની શતાબ્દીને નિમિત્તે એક પુસ્તક બહાર પાડ્યું. ('The Sepoy Mutiny and Revolt of 1857' by R. C. Majmudar)

અને તેવું જ બીજું પુસ્તક ડો. સેન પાસે તૈયાર કરાવીને હિંદી સરકારે તાજેતરમાં બહાર પાડ્યું છે. (1857, by Dr. S. N. Sen)

અને આ ટાણાને નિમિત્તે હિંદના બધા ભાગમાં, અને હું માનું છું કે તેની બધી ભાષાઓમાં,—અપાર સાહિત્ય બહાર પડે છે. આ પુસ્તક આપણી ભાષામાં બહાર પડે છે, એ આનંદની વાત છે. તેના અભ્યાસી લેખકે, એ વિષેનું સાહિત્ય જોઈને, તેના અભ્યાસ રૂપે લખેલા લેખોનો સંગ્રહ આ છે. આવો અભ્યાસપૂર્ણ અને મૌલિક

* એનો ગુજરાતી સારાનુવાદ આમ છે :—

"હિંદના ઇતિહાસમાં ૧૮૫૭ નો મહાન વિપ્લવ એક યાદગાર બનાવ છે. ભણેલો કોઇ પણ હિંદી કે અંગ્રેજ એમાં રસ લીધા વગર રહ્યો નથી; અને તેઓમાં થોડા જ પૂર્વગ્રહ વગરના હશે. હિંદની તવારીખમાં બીજો એવો બનાવ નથી કે જે વિષે, તે ઘટના બાદ પચાસ વરસમાં, લખાયેલી આટલી બધી વિવિધ સામગ્રી—તત્કાલીન કે લગભગ તેવી ગણાય એવી—મળે છે. છતાં, અત્યારે પણ આ વિષે વાદવિવાદનો અંત નથી,—તેનાં કારણો પરત્વે જ નહીં, પણ તે ચોક્કસ શી જાતનો બનાવ હતો તે વિષે પણ."

ગ્રંથ તૈયાર કરી બહાર પાડવા માટે ગુજરાતી પ્રજાએ તેમને ધન્યવાદ આપવા ઘટે છે.

૨

૧૮૫૭ની આ ઘટનાનું આટલું બધું મહત્ત્વ ઉભય બાજુ– અંગ્રેજોને મન તથા હિંદીઓને મન,–શું કામ છે? એ લડતમાં હારનાર અને જીતનાર બંને શું કામ એ ઘટનાના રહસ્ય વિષે અત્યાર સુધી ચિંતન અને મનન કરતા આવ્યા છે? લેખક સાચું કહે છે કે, આ જો યથાર્થ ન સમજીએ તો હિંદના અર્વાચીન યુગને સમજવામાં ઊણપ રહેશે,– ભૂલ પણ કરી બેસીએ!

૩

હિંદના ઇતિહાસમાં ૧૭૫૭નું વર્ષ પણ યાદગાર છે, જો કે ૧૮૫૭ જેટલું નહીં. ત્યારથી આજે બસો વર્ષ ગુજર્યાં. તે કાળ દરમિયાન હિંદમાં ગુજરેલા ઇતિહાસનો મધ્યકાળ–મધ્યબિંદુ ૧૮૫૭ છે. ૧૭૫૭માં શરૂ થયેલી અંગ્રેજ વેપારી કંપનીની રાજકીય ચાલબાજી ૧૮૫૭માં તેના આખરી સ્વરૂપે પહોંચી. એક બાજુથી જોતાં, એ તેની કારકિર્દીનો કળશ હતો. પણ બીજી બાજુએ તે જ એનો અંતકાળ પણ હતો. આ એક વિચિત્રતા જ નહીં?

બીજું, અંગ્રેજી વેપારીઓની આ કંપની દેશ જીતવા કે રાજ્ય કરવા નહોતી આવી. પણ તેમાંથી જ તે રાજ્યકર્તા બની ગઈ! વેપારને રસ્તે જતાં રાજ્યનો હીરો હાથમાં આવી ગયો! જાણે કે, હિંદની હકૂમતનો હીરો રસ્તામાં રવડતો હતો કે શું?!

તે વખતે કાંઇ હિંદમાં રાજકીય હકૂમત નહોતી એવું નથી. અરે, તે હકૂમતને સલામો ભરતી ભરતી એ કંપની તેના વેપારમાં ગોઠવાઈ હતી! અંતે તે જ હકૂમતને એ જ બથાવી બેસી શકી, જો કે કાનૂની સત્તા તો મોગલ બાદશાહની જ ચાલુ હતી! આ પણ વિચિત્ર જને?

૪

આવી પ્રબળ બની ચૂકેલી અંગ્રેજ કંપની સરકાર સામે બંડ કરવા સુધી, તેની જ નોકરીમાં રહેલા સિપાહીઓ પહોંચી ગયા, એ પણ કેવી ધૃષ્ટતા–સૂચક વિચિત્રતા ગણાય? ૧૮૫૭ સુધીમાં આવતાં હિંદની લશ્કરી શક્તિ અને રાજકીય સત્તા પણ એવી તો નહોતી જ કે, તેને હંફાવવામાં ફાવેલી કંપની સરકારને, કોઈ પ્રકારની ગણતરી-ભેર યા જીતવાનું કોઈ રીતનું લેખું માંડીને, પડકારવા નીકળી પડે. છતાં, તે કૂદી પડી એ પણ એક વિચિત્રતા જ છે!

જીવ પર આવતાં કીડો પણ અમળાઇને સામે થાય છે, એવી એક અંગ્રેજી કહેવત છે. આમાંથી આ વિચિત્રતાનો જવાબ મળી શકે છે. '૧૮૫૭' નો બનાવ રાજદ્વારી હિંદની હતાશા અને ક્રોધનો મરણિયો ખેલ હતો.

૫

આ પ્રસંગની વિચિત્રતાની માળા હજી આગળ પણ છે. '૫૭ માં જીતનાર પક્ષ જીતને જ કારણે નાબૂદ થાય અને બ્રિટિશ પાર્લમેન્ટ તેને અને મોગલ બાદશાહને બંનેને કાઢીને પોતે તેને સ્થાને હિંદની કાનૂનસર હકૂમત બને, એ પણ નોંધપાત્ર નથી? તે એમ બતાવે છે કે, જીતનાર પક્ષની એમાં અમુક હાર સંતાયેલી છે અને હારનાર પક્ષની તેમાં અમુક જીત રહેલી છે! આ પણ એક વિચિત્રતા નહીં? હિંદી-ઓએ કંપની સરકારને તો કાઢી જ; અને કંપની સરકાર એ અર્થમાં હારી ને હિંદીઓ જીત્યા.

છતાં, બેમાંથી કોઈના હાથમાં હિંદનું રાજ્ય ન આવ્યું, અને ત્રીજું જ થઈ બેઠું! ન હિંદી તેનું સ્વરાજ લાધ્યો; ન કંપની તેની પેઢી ચાલુ રાખી શકી. ૧૭૫૭થી ૧૮૫૭ ના એક સૈકામાં બંને પોતપોતાનું પુણ્ય પરવારી ગયાં. કંપની સરકાર ગઈ; હિંદી મોગલાઈ પણ ગઈ; અને પ્રજા અંગ્રેજના પરરાજ્યમાં સપડાઈ. એક પ્રાચીન પ્રજાના સ્વ-ત્વનો ગ્રાસ થયો; એના સૂર્યને અંગ્રેજ પ્રજાનું ગ્રહણ લાગ્યું; તેમાંથી

છૂટવાનું નવું કામ તેને માટે ઊભું થયું. મુક્તિ અને બંધન જાણે એકસાથે ભેગાં થયાં !

આ બનાવને પરિણામે મુક્તિ એટલા પૂરતી ગણાય કે, કંપની સરકાર હિંદને વટલાવીને તેનું ખ્રિસ્તીકરણ અને દબાવીને રાજ્યનું અંગ્રેજીકરણ કરે છે, એવી વ્યાપક લોકલાગણી દેશમાં પથરાઈ હતી; તેનાથી પ્રેરાઈ પ્રજાએ બળવો કર્યો અને તેટલા પૂરતો તે સફળ થયો. કેમ કે, રાણીના ઢંઢેરાએ જાહેર કર્યું કે, અમે તમારાં ધર્મ રીતરિવાજ ઇ૦ બાબતોમાં દખલ નહીં દઇએ અને રાજ્યની નોકરીચાકરીમાં સૌને લઈશું. આમાં બળવાના મુખ્ય પ્રયોજનની ફતેહ રહેલી છે. આમ, હિંદી પ્રજાની સાંસ્કૃતિક અને સામાજિક મુક્તિ—તે જેવી સમજતી હતી તેવી—સિદ્ધ થઈ.

અને બંધન તો ઉઘાડું હતું—પ્રજાનું રાજકીય સ્વરાજ ગયું. પૂર્વે ઇસ્લામની ચડાઈ આવી ત્યારેય આમ થયું હતું; પણ મુસલમાનો હિંદમાં હિંદી થઈને રહ્યા, એટલે સ્વરાજ ગયું ન ગણાય. અંગ્રેજ ખ્રિસ્તી કાળમાં ખરેખર સ્વરાજ ગયું. કેમ કે, અંગ્રેજો તેમના દેશમાં રહીને પારકા દેશ પર, પારકી પ્રજા પર, અને પોતાના વેપાર-હિતમાં રાજ્ય કરવાને માટે ૧૮૫૭ થી તત્પર થયા. અને શસ્ત્રબંધીથી તેની શરૂઆત કરીને ફરીથી આ પરાસ્ત પ્રજા પાછી ઊઠી જ ન શકે, એવો જાપતો અને બંદોબસ્ત બેસાડવા માંડ્યો.

૬

૧૮૫૭ નું વર્ષ આપણા દેશની આ જાતની વિચિત્ર મહાક્રાંતિની નિદર્શક ઘટના છે. હિંદની પ્રાચીન સંસ્કૃતિવાળી પ્રજા અને યુરોપનો અર્વાચીન સુધારો લઇને આવેલી અંગ્રેજ પ્રજા—આ બે પ્રજાઓએ સાથે મળીને કામ કરવાનું સંધિવર્ષ આ ૧૮૫૭-૮ છે. હિંદની પ્રજા પરરાજ્યના અંધારાથી ભરપૂર એવા તેના ભવિષ્યમાં પ્રયાણ કરે છે. તેમાં જો કાંઈ કે દીવો તેની પાસે હોય તો દેશમાં એકચક્રીય અંગ્રેજ હકૂમત હતી એ. તેથી, બીજું કાંઈ નહીં તોપણ, આગલા કેટલી

(૧૭૫૭–૧૮૫૭) અરાજકતા, અંધાધૂંધી અને નાગરિક અશાંતિ ગઈ હતી. એને જ જોઇને પછીથી આપણા એક કવિએ ગાયેલું,

"દેખ બિચારી બકરીનો પણ
કોઈ ન જાતાં પકડે કાન!"

વાઘ બકરી એક આરે પાણી પીએ! (એટલે કે, વાઘ જેવા લોક બકરી બની ગયા, એમેય ખરું ને! અસ્તુ.)

૭

૧૮૫૭ની ઘટના વિષેની આવી આવી અનેક વિચિત્રતાઓ તેનો વિષેના સતત રસનું કારણ છે.

અંગ્રેજોએ તેનો અભ્યાસ તરત ઉપાડ્યો. તેમ કરવામાં તેમની ગરજ ઉઘાડી હતી; હિંદની પ્રજાની નાડ પારખીને તેઓ પોતાના રાજ્યને સલામત કરવા ચાહતા હતા.

આપણી પ્રજા ડરીને કેટલાંય વરસ 'સત્તાવન' વિષે બોલી જ નહીં; બલ્કે, જે કાંઈ ઇતિહાસસામગ્રી હશે તે તેણે સંતાડી કે ઘણે ભાગે ફેંકી દીધી! અંગ્રેજોએ વેર વાળવા એવો જબરદસ્ત સોટો ચલાવવા માંડ્યો હતો.

અંગ્રેજોને લાગ્યું કે, મુસલમાનો આ બળવામાં મુખ્ય હતા. પહેલો તેમના ઉપર હાથ ચલાવ્યો. સર સૈયદ અહમદખાને તેમાં સુધારો કરાવવા પાછળ જિંદગી કાઢી.

હિંદુઓ અંગ્રેજોના નવા રાજ્યની નોકરીચાકરી ઝડપી લેવા ખાતે વળ્યા;—અંગ્રેજી કેળવણીને પહેલી અપનાવીને માન્યું કે, આપણે આગળ જઈએ છીએ.

હિંદ પર રાજ્ય કરવાનો મંત્ર અંગ્રેજ પ્રજાએ હાથ કર્યો—આ બે મુખ્ય કોમો વચ્ચે ભેદનીતિ: 'ડિવાઈડ એન્ડ રૂલ.' જે કોમવાદ આજે આપણા એક પ્રજાભાવને કોરી ખાય છે, તેને આ રીતે નવા રાજ્યમાં જીવતદાન મળ્યું!

૮

હિંદી લોકોએ ૧૮૫૭નો અભ્યાસ મોડો શરૂ કર્યો. તેમને ભણાવનારા ગુરુ અંગ્રેજો બન્યા. લાંબા કાળ સુધી તેમનું ગાયું આપણે ગાયા કર્યું.

એક પેઢી બાદ, ધીમે ધીમે, આપણામાં સ્વરાજ્ય અને સ્વતંત્રતા માટેની ઝંખના પાછી જાગી, ત્યારે '૫૭ના બનાવનો સ્વતંત્ર દૃષ્ટિએ સ્વદેશી અભ્યાસ શરૂ થયો. કાળ જતાં, કેટલાક પ્રામાણિક અંગ્રેજોએ ઢાલની બીજી બાજુ પણ જોઈ અને તે જાહેર કરી. હિંદી લોકોએ એનું ખૂબ રસથી પાન કર્યું છે.

આ અભ્યાસમાં હિંદીઓની ગરજ એ હતી કે, તેઓ એ બનાવની આસપાસ પોતાની આઝાદીની ભાવનાને ખડી કરીને આગળ જવા ચાહતા હતા. આમ, એ સ્વદેશાભિમાન પ્રેરક કારણ બન્યું. તેમણે 'બળવા' માટે રાષ્ટ્રનું 'સ્વાતંત્ર્ય યુદ્ધ' એવો પર્યાય યોજી તે વિષે વાત કરવા માંડી.

આમ બંને બાજુએથી પોતપોતાની દૃષ્ટિએ, સંશોધનપૂર્વક ઇતિહાસ-સામગ્રી વધતી જ ચાલી. ૧૮૫૭ની ઘટનાના લેખકો અને તેમણે લખેલા ઇતિહાસનો ઇતિહાસ લખવો પડે—લખી શકાય, એવું બન્યું છે!

૯

પરંતુ, હવે કાળ બદલાયો છે. તેનું એકંદરે તારણ હવે મળવું જોઈએ—મેળવવું જોઈએ.

અંગ્રેજો હવે એ અભ્યાસમાંથી ફારેગ થયા ગણાય. પહેલાં પેઠે તો નથી જ રહ્યા. આ શતાબ્દી વેળા, કોઈ અંગ્રેજે સત્તાવન વિષે કાંઈ લખ્યું છે?

પણ હિંદીઓએ સારી પેઠે લખ્યું અને જ્યાં ત્યાંથી માહિતી ખોળી ખોળીને લખી રહ્યા છે. સત્તાવનની શતાબ્દી હિંદની રાષ્ટ્રીય સરકાર ઊજવે છે. 3752

આવું મહાન પરિવર્તન થયું છે તે વખતે, એ બનાવ વળાંકો હતો કે રાષ્ટ્રીય આઝાદીનું યુદ્ધ, એ ચર્ચા હવે ભાગ્યે રહી ગણાય.

એટલી વાત ઉઘાડી છે કે, '૫૭ સુધી આવતાં કંપની સરકારનું રાજ્ય લોકોને ખૂબ અકારું થયું હતું. તેના સિપાઈઓ છંછેડાઈ જાય એવું વર્તન તેમની પ્રત્યે પણ ચાલ્યું હતું. એમાં અંગ્રેજ સરકારની દાનત પોતાનું રાજ્ય, પોતાની સમજ પ્રમાણે, વધારે વ્યવસ્થિત અને મજબૂત કરવાની હશે, એમાં શંકા ન કરીએ. પરંતુ તેથી તેમણે હિંદીઓનાં દિલને દૂભવ્યાં, તેની કદાચ તેમને પૂરતી ખબર ન પડી. અને હિંદીઓના દુમાટના દારૂગોળાને ચિનગારી ચાંપાઈ ગઈ તે ચાંપાઈ ગઈ, અને સિપાઇઓનો બળવો શરૂ થયો.

આમ-પ્રજા અને પદભ્રષ્ટ થયેલા રાજા-નવાબોનો આને મૂઢ ટેકો હતો; એ તેનું પીઠબળ બન્યું. જે રાજાઓ ૧૮૫૭ સુધીમાં પદભ્રષ્ટ નહોતા થયા, તેઓમાં પણ કંપનીની સેનાના આ કાર્ય માટે કદર અથવા સદ્ભાવ નહોતાં એમ ન કહી શકાય. પરંતુ તેઓ રાજ્યપદે હોઈ, તેને જોખમમાં નાંખવા કે ખોવા નહોતા માગતા. કદાચને જો દેશી સેના અને તેનાં સાથીદળ હારે અને અંગ્રેજો જીતે, તો આપણું શું થાય ?—આવા સ્વાર્થી વિચારથી કેટલીય દેશી હકૂમતોએ ખામોશી ધારણ કરી. તેમ ન થાત તો ઇતિહાસ જુદો બનત.

કેટલાકે સામેથી અંગ્રેજોને મદદ પણ કરી, જેમ કે, શીખ સેના. તેમણે મદદ ન કરી હોત તોય જુદો રંગ આવત.

'૫૭ના બળવા પરત્વે આ જાતનું વર્તન પૂર્વયોજના અને પૂરતી સંકલના તથા સંગઠનનો અભાવ અથવા તેમાં ઊણપ બતાવે; પરંતુ તે કાંઈ હિંદી પ્રજાની ભાવના બાબતમાં શંકા કે સવાલ પેદા ન કરી શકે. તે અંગ્રેજોને કાઢવા ચાહતી હતી અને એ ભાવ બતાવતાં ત્યારનાં અનેક જાહેરનામાં મોજૂદ જોવા મળે છે.

## ૧૦

'રાષ્ટ્રીય યુદ્ધ'ની પરિભાષામાં આનો વિચાર કરીએ તો કંપની

પોતે જ કોણ હતી? તે કોઈ રાષ્ટ્ર હતી કે? તેને હિંદની કાનૂની સરકાર ગણાય ખરી? કાનૂની સરકાર તો મોગલ બાદશાહ હતો. એટલે કંપનીનાં થાણાંમાં રાખેલા તેના હિંદી સિપાહીઓ એની સામે થઈ ગયા અને હિંદી પ્રજામાંથી તેમને ખૂબ સાથ અને સહાનુભૂતિ મળ્યાં, એ જ એનું યથાર્થ બયાન નહીં?

અને હિંદના કાનૂની સત્તાધીશ બાદશાહે, તેની નબળાઈ છતાં, તેના જે રાજા નવાબો વગેરે માને તે સર્વને હુકમ કર્યો—આજ્ઞા કરી કે, તમે સૌ ભેગા મળી ફિરંગીઓને મારી કાઢો!—'૫૭ની ઘટનાની આ ખરી સ્થિતિ ન કહેવાય? એક રાષ્ટ્રની હકૂમતના પ્રેરેલા કાર્યને આ હકીકત 'બળવો' શી રીતે ઠરાવી શકે? કંપની સરકારે તેની લશ્કરી સત્તા બેસાડી હતી, પણ તેથી કાંઈ તે હિંદની કાનૂની હાકેમ નહોતી. તેને મારી કાઢવા હિંદનો બાદશાહ કહે તે, આ રીતે જોતાં, ખરેખર હિંદનું રાષ્ટ્રીય યુદ્ધ કેમ ન કહેવાય? ગળેપડુ પરદેશી કંપનીની સામે હિંદના બાદશાહે યુદ્ધનું આહ્વાન કર્યું હતું, એ સત્તાવનની યથાર્થ સમજૂતી નહીં? એ રીતે જોતાં, કંપનીએ બાદશાહ સામે બંડ કર્યું, એમ ન ઠરે? આજે ઇતિહાસકારે આ વિચાર પર હવે આવવું જોઇએ.

## ૧૧

ઈ. સ. ૧૭૫૭ થી ૧૮૫૭ ના સૈકામાં એક વાત તો દીવા જેવી છે કે, સંપ, સંગઠન, શિસ્ત, નીતિની એકસૂત્રતા, વગેરે સામુદાયિક ગુણોમાં અંગ્રેજ પ્રજા ચડિયાતી હતી. તેથી તો એક સૈકામાં આખું હિંદ—તેનું રાજકીય માળખું ખખળી ગયું. પણ તેનો યશ અંગ્રેજ પ્રજાને નથી. ઔરંગઝેબના કાળથી જે ભૂલ થઈ, તેથી હિંદની હકૂમત તૂટતી આવી હતી. રાજનીતિની આ ભૂલનું ભોગ હિંદ બન્યું હતું. તેવા સમયનો લાગ અંગ્રેજોને સારો મળ્યો. ઇતિહાસકાર સિલીએ આ પરથી સાચું વિધાન કર્યું છે કે,

"કોઇ પણ દેશમાં જ્યારે રાજસત્તા તૂટી પડે છે અને અરાજક બેસે છે, ત્યારે સામાન્ય ધારો એ છે કે, દેશમાં જે કોઇ સંગઠિત બળો બાકી રહ્યાં હોય, તેમની અંદરોઅંદર પછી તકરાર ચાલે છે, અને તેમાંથી સૌથી સબળ હોય તે દેશની રાજસત્તા ગોઠવે છે...

"આવા વિશેષ સંજોગોમાં, કાંઇકે ફાવવાની આશા રાખી સામ્રાજ્યને સારુ હામ ભીડી શકે એવી કોઇ સત્તા હોય, તો તે ત્યારની ભિન્ન ભિન્ન સ્થાનિક સત્તાઓમાં કેટલાક વેપારીઓની હતી, કે જેમણે બંદરોમાં પોતાની કોઠીઓ નાખી હતી. ઈસ્ટ ઇંડિયા કંપની પાસે, શરૂઆત કરવાની કાંઇક મૂડી હતી: તેની પાસે ધન હતું, બે ત્રણ કિલ્લા હતા, દરિયા પર કાબૂ હતો, અને પોતે એક સંગઠિત મંડળ હોવાનો એક વિશેષ લાભ તેને હતો. એટલે કે, (હિંદના રાજા નવાબો પેઠે) લડાઈમાં કે તાવથી મરી જવાય એવી ભીતિ તેને માટે નહોતી."

લડતી બે બિલાડી અને વાંદરાનો ન્યાય જાણીતો છે. હિંદમાં કંપનીએ એવા ઘાટ આદર્યા હતા. અને તેમાં તે ફાવી, કારણ કે કુસંપ અને સંકુચિત સ્વાર્થ આપણી જૂની એબ છે. તે એબ, આજે ૧૯૪૭ બાદના આપણા વિજય બાદ પણ જોવા મળે છે. અર્વાચીન ઢબનો રાષ્ટ્રભાવ આપણે ત્યાં હજી નાના રોપા જેવો જ છે; હિંદની રાષ્ટ્રીય મહાસભાએ તે રોપો ઉછેર્યો છે; તેનું સંગોપન કરી વૃક્ષ કરવાનું કામ આઝાદ હિંદને માટે હવે આવે છે.

## ૧૨

અહીં આ ચર્ચાના સંબંધમાં ગાંધીજીનો એક પ્રસંગ યાદ આવે છે. બારડોલી સત્યાગ્રહ ચાલતો હતો. તે વખતે ગાંધીજી સાબરમતી આશ્રમમાં હતા. સરદાર વલ્લભભાઈ બારડોલી રહી લડતનું સુકાન સંભાળતા હતા; ગાંધીજી આખા મામલા પર સાબરમતીથી નજર રાખતા હતા.

એક દિવસ બપોરે જમીને ગાંધીજી આશ્રમમાં પોતાના ઓરડામાં ગયા. કાંઈક કારણવશાત્ હું તેમની જોડે હતો. તે દિવસનું છાપું ( ઘણું

કરીને ‘ ટાઇમ્સ ’ ) આવીને ઓરડામાં પડયું હતું. બાપુજીએ તે ઉપર નજર નાંખી. બારડોલીની ખબરો તે સમયે મુખ્ય આવ્યા કરતી. નજર કરતાં, બારડોલી અંગેની અમુક ખબર વાંચી, તેમણે ઓચિંતો ઉદ્દગાર કાઢયો, “ એ જાણજો કે, ૧૮૫૭ પેઠે નથી થવાનું ! ” સરકાર ભેદના દાવ ખેલતી હતી, તે અંગેની ખબર હતી. હિંદના રાજકારણમાં ગાંધીજીએ એક જે મુખ્ય જાદુ કર્યો હતો તે એ કે, હિંદનો અવાજ એક કર્યો.

એક બીજી વસ્તુ પણ ખ્યાલમાં રાખવી જોઈએ. હિંસક ક્રાંતિને માટે ગુપ્તતા અનિવાર્ય હોય છે. ‘ સત્તાવન ’ના નાયકોને આ પણ એક નાનીસૂની મુશ્કેલી નહોતી. અને દેશનો વિસ્તાર વગેરે જોતાં એ કેવડી મોટી ગણાય ? ગાંધીજીએ એમની ક્રાંતિની રીતમાં આ વસ્તુનો છેદ ઉડાડી, પ્રજાકીય સંગઠનને માટે મોટું વિઘ્ન દૂર કર્યું હતું. એ એમની શોધ પણ ગાંધીજીએ કદાચ બળવાના એમના અધ્યયનમાંથી મેળવી હોય તો નવાઈ નહીં.

## ૧૩

અંગ્રેજો અને હિંદીઓએ સત્તાવનમાં અરસપરસ જે વર્તન કર્યું તે વિષે પણ વાદ ચાલ્યા કરે છે કે, કોણ વધારે ક્રૂર અને નીચ બન્યું હતું ! ઇતિહાસકારોએ આ વિષે ઘણી હકીકતો રજૂ કરી છે. આ પુસ્તકમાં બંને બાજૂનાં કેટલાંક પાત્રોની ચર્ચા છે, તેમાં પણ આ વિષે સામગ્રી મળે છે.

એમાં ઊતર્યા વિના, એક વસ્તુ અહીં નોંધવા જેવી માનું છું. અંગ્રેજોએ બળવામાં જીત્યા બાદ ‘ પડયા પર પાટુ મારવાની ’ જે નીચ નીતિ દાખવી, તે ભૂલી ન શકાય. અને ત્યાર પછી એક મહાન પ્રજાના આત્માને કચડ્યો, દાબ્યો અને તેની મરદાનગીને શસ્ત્રબંધી દ્વારા રૂંધી !

અને જો ૧૯૪૭ માં જે રીતે છેવટે અંગ્રેજો હિંદમાંથી ગયા તેને બદલે ખુનખાર લડાલડી કરીને કે સમજૂતી વગર જાત, તો એક પ્રજાના

"કોઇ પણ દેશમાં જ્યારે રાજસત્તા તૂટી પડે છે અને અરાજક બેસે છે, ત્યારે સામાન્ય ધારો એ છે કે, દેશમાં જે કોઇ સંગઠિત બળો બાકી રહ્યાં હોય, તેમની અંદરોઅંદર પછી તકરાર ચાલે છે, અને તેમાંથી સૌથી સબળ હોય તે દેશની રાજસત્તા ગોઠવે છે...

"આવા વિશેષ સંજોગોમાં, કાંઇકે ફાવવાની આશા રાખી સામ્રાજ્યને સારુ હામ ભીડી શકે એવી કોઇ સત્તા હોય, તો તે ત્યારની ભિન્ન ભિન્ન સ્થાનિક સત્તાઓમાં કેટલાક વેપારીઓની હતી, કે જેમણે બંદરોમાં પોતાની કોઠીઓ નાખી હતી. ઈસ્ટ ઇંડિયા કંપની પાસે, શરૂઆત કરવાની કાંઇક મૂડી હતી: તેની પાસે ધન હતું, બે ત્રણ કિલ્લા હતા, દરિયા પર કાબૂ હતો, અને પોતે એક સંગઠિત મંડળ હોવાનો એક વિશેષ લાભ તેને હતો. એટલે કે, (હિંદના રાજા નવાબો પેઠે) લડાઈમાં કે તાવથી મરી જવાય એવી ભીતિ તેને માટે નહોતી."

લડતી બે બિલાડી અને વાંદરાનો ન્યાય જાણીતો છે. હિંદમાં કંપનીએ એવા ઘાટ આદર્યા હતા. અને તેમાં તે ફાવી, કારણ કે કુસંપ અને સંકુચિત સ્વાર્થ આપણી જૂની એબ છે. તે એબ, આજે ૧૯૪૭ બાદના આપણા વિજય બાદ પણ જોવા મળે છે. અર્વાચીન ઢબનો રાષ્ટ્રભાવ આપણે ત્યાં હજી નાના રોપા જેવો જ છે; હિંદની રાષ્ટ્રીય મહાસભાએ તે રોપો ઉછેર્યો છે; તેનું સંગોપન કરી વૃક્ષ કરવાનું કામ આઝાદ હિંદને માટે હવે આવે છે.

## ૧૨

અહીં આ ચર્ચાના સંબંધમાં ગાંધીજીનો એક પ્રસંગ યાદ આવે છે. બારડોલી સત્યાગ્રહ ચાલતો હતો. તે વખતે ગાંધીજી સાબરમતી આશ્રમમાં હતા. સરદાર વલ્લભભાઈ બારડોલી રહી લડતનું સુકાન સંભાળતા હતા; ગાંધીજી આખા મામલા પર સાબરમતીથી નજર રાખતા હતા.

એક દિવસ બપોરે જમીને ગાંધીજી આશ્રમમાં પોતાના ઓરડામાં ગયા. કાંઈક કારણવશાત્ હું તેમની જોડે હતો. તે દિવસનું છાપું (ઘણું

કરીને ‘ટાઇમ્સ’) આવીને ઓરડામાં પડ્યું હતું. બાપુજીએ તે ઉપર નજર નાંખી. બારડોલીની ખબરો તે સમયે મુખ્ય આવ્યા કરતી. નજર કરતાં, બારડોલી અંગેની અમુક ખબર વાંચી, તેમણે ઓચિંતો ઉદ્‌ગાર કાઢયો, “એ જાણજો કે, ૧૮૫૭ પેઠે નથી થવાતું!” સરકાર ભેદના દાવ ખેલતી હતી, તે અંગેની ખબર હતી. હિંદના રાજકારણમાં ગાંધીજીએ એક જે મુખ્ય જાદુ કર્યો હતો તે એ કે, હિંદનો અવાજ એક કર્યો.

એક બીજી વસ્તુ પણ ખ્યાલમાં રાખવી જોઈએ. હિંસક ક્રાંતિને માટે ગુપ્તતા અનિવાર્ય હોય છે. ‘સત્તાવન’ના નાયકોને આ પણ એક નાનીસૂની મુશ્કેલી નહોતી. અને દેશનો વિસ્તાર વગેરે જોતાં એ કેવડી મોટી ગણાય? ગાંધીજીએ એમની ક્રાંતિની રીતમાં આ વસ્તુનો છેદ ઉડાડી, પ્રજાકીય સંગઠનને માટે મોટું વિઘ્ન દૂર કર્યું હતું. એ એમની શોધ પણ ગાંધીજીએ કદાચ બળવાના એમના અધ્યયનમાંથી મેળવી હોય તો નવાઈ નહીં.

## ૧૩

અંગ્રેજો અને હિંદીઓએ સત્તાવનમાં અરસપરસ જે વર્તન કર્યું તે વિષે પણ વાદ ચાલ્યા કરે છે કે, કોણ વધારે ક્રૂર અને નીચ બન્યું હતું! ઇતિહાસકારોએ આ વિષે ઘણી હકીકતો રજૂ કરી છે. આ પુસ્તકમાં બંને બાજૂનાં કેટલાંક પાત્રોની ચર્ચા છે, તેમાં પણ આ વિષે સામગ્રી મળે છે.

એમાં ઊતર્યા વિના, એક વસ્તુ અહીં નોંધવા જેવી માનું છું. અંગ્રેજોએ બળવામાં જીત્યા બાદ ‘પડ્યા પર પાટુ મારવાની’ જે નીચ નીતિ દાખવી, તે ભૂલી ન શકાય. અને ત્યાર પછી એક મહાન પ્રજાના આત્માને કચડ્યો, દાબ્યો અને તેની મરદાનગીને શસ્ત્રબંધી દ્વારા રૂંધી!

અને જો ૧૯૪૭ માં જે રીતે છેવટે અંગ્રેજો હિંદમાંથી ગયા તેને બદલે ખુનખાર લડાલડી કરીને કે સમજૂતી વગર જાત, તો એક પ્રજાના

આત્માનું અપમાન કરનારી ૧૮૫૭ની ઘટનાઓ આપણી પ્રજામાં કેવો વેરનો અગ્નિ જગવત, એની કલ્પના જ કરવી રહી. દા૦ ત૦, હિંદ અને પાકિસ્તાન જુદાં થયાં, તેમાં મુસ્લિમ લીગે જે રીત અખત્યાર કરી, તેણે કેવો ઘા કર્યો છે, તે દાખલો તાજો જ છે.

બળવામાં અને ત્યાર બાદ હિંદ પર અંગ્રેજોએ કરેલો ઘા છેવટ સુધી નહોતો વીસરાયો, એ એમ પણ બતાવે છે કે, આ વરસે અંગ્રેજોએ કેવી કારમી વસ્તુઓ કરી હશે.

## ૧૪

હિંદની આ કાળની રાજદ્વારી સ્થિતિ પર, અને ખાસ કરીને ૧૮૫૭ના બનાવ વખતે જે વર્તન હિંદી રાજા પ્રજાએ દાખવ્યું તેને ધ્યાનમાં લઇને, મૌ૦ આઝાદે ડૉ. સેન કૃત '૧૮૫૭' નામે સરકારી પ્રકાશનની પ્રસ્તાવનામાં લખ્યું છે કે, "૧૮૫૭ના બનાવો વિષે વાંચું છું ત્યારે દુ:ખદ નિર્ણય પર આવવું જ પડે છે કે, હિંદી રાષ્ટ્રીય ચારિત્ર્ય અતિ નીચે પડયું હતું." બળવાના નેતાઓમાં કુસંપ, ઈર્ષા, કૂડકપટ ઇ૦ જોઇને તેમણે આ કહ્યું છે.

ડૉ. સેનની સદરહુ ચોપડીની પ્રસ્તાવનામાં, એક બાજુએ રાષ્ટ્રીય ચરિતતાની આવી નિંદા કરવા છતાં, શ્રી. મૌલાનાસાહેબ બીજી બે વાતની નોંધ લે છે કે, ૧. હિંદુ મુસલમાનોમાં ભારે એકતા હતી, અને ૨. લોકોને મુગલ બાદશાહ માટે ઊંડી વફાદારી હતી. આ બે વસ્તુઓ પેલા ચારિત્ર્યભ્રષ્ટતાના પહેલા કાઢેલા દોષ સામે નથી જતી? કોમી એકતા આજેય અધરી વસ્તુ છે. પણ ૧૯૨૦–૨ માં તેનું અજબ મોટું મોજું જોયું; થોડાં જ વરસમાં તે ઓસરતુંય જોવા મળ્યું; અને અંગ્રેજ સામે સરખો વિરોધ છતાં હિંદુ–મુસલમાન એક ન થયા અને પાકિસ્તાન થયું તે પણ આપણે જોયું. અને છતાં દેશના પરરાજ્ય-કર્તાઓ પાછા પડયા અને સ્વરાજ્ય આપી વિદાય થયા, એ હકીકત પણ આપણે જાણીએ છીએ.

૧૪

તાજો જ દાખલો લઈએ : ગાંધીજીની નીતિમાં વરસોથી ચાલતી પ્રજા પાકિસ્તાન બાદ કેવી કોમી કતલે ચડી ગઈ! અરે, ભાષાવાદી રમખાણો હમણાં થયાં તેમાં કેવી વિચિત્ર ચરિતતા આપણા લોકોએ બતાવી? તે ઉપરથી શો ક્યાસ કાઢી શકીએ? અંગ્રેજો પણ ૧૮૫૭ બાદ જલિયાનવાલા બાગમાં, અને હમણાં સુએઝ નહેર વખતે જેવી રીતે વર્ત્યા, તે બધા પરથી શું કહી શકાય? હિરોશીમા પર અણુ-બૉમ્બ નંખાયો તે કેવું? સ્વાર્થની સંકુચિત અંધતાનું આવું લક્ષણ સાર્વદેશિક છે. જ્યારે પ્રજા મહાન આદર્શદર્શન અને દર્શન-વિહોણી બને, ત્યારે આવું થાય જ છે. આદર્શના દર્શનનો હ્રાસ થયે પ્રજાનો નાશ થાય છે, એ સૂત્રથી આ બાબતની પૂરતી સમજૂતી આવી જાય છે. અમુક પ્રજાના ચારિત્ર્ય પર લાંછન જેવું કદાચ ઠીક કે સારુંયે ન ગણાય.

૧૫

આ ચર્ચાસ્પદ મુદ્દા વધુ ન લંબાવવા જોઈએ. મને લાગે છે કે, ૧૮૫૭ વિષે ઉપરના જેવા મુદ્દાઓની ચર્ચા કરવાનો યુગ હવે પૂરો થાય છે. એ ચર્ચાના મુદ્દાઓ કદાચ આપણે આપણા માજી રાજ્યના અંગ્રેજ ઇતિહાસકારોએ કરેલી ચર્ચામાંથી પકડી લીધા તો નથી? હવે હિંદ સ્વતંત્ર છે. ૯૦ વર્ષ સુધી હિંદ આ બનાવને ભૂલ્યું નથી અને અંગ્રેજોએ એમની રાજનીતિ વડે તેને ભૂલવા દીધોય નથી. આ ઉપરથી પણ સ્પષ્ટ થાય છે કે, તેને માત્ર 'બંડ' 'બળવો' કહી ફાલતુ ગણી કાઢી ન શકાય.

કારણ એ છે કે, આ બનાવ જગતના ઇતિહાસમાં મોટી વસ્તુ સૂચવે છે. આ કાળે પૂર્વ અને પશ્ચિમ જગત હિંદની ભૂમિ પર ભેગાં થયાં; બે મોટી પ્રજાઓ મળી. તેનાથી તેમના લોકમાનસમાં જે સ્ફોટક અસર થઈ, તે સત્તાવન રૂપે પ્રગટ થઈ. બે પ્રજાઓએ એ વડે પરસ્પર ઓળખ મેળવી. એ ઓળખને આધારે બંને પોતપોતાની પ્રજાકીય

આત્માનું અપમાન કરનારી ૧૮૫૭ની ઘટનાઓ આપણી પ્રજામાં કેવો વેરનો અગ્નિ જગવત, એની કલ્પના જ કરવી રહી. દા૦ ત૦, હિંદ અને પાકિસ્તાન જુદાં થયાં, તેમાં મુસ્લિમ લીગે જે રીત અખતિયાર કરી, તેણે કેવો ઘા કર્યો છે, તે દાખલો તાજો જ છે.

બળવામાં અને ત્યાર બાદ હિંદ પર અંગ્રેજોએ કરેલો ઘા છેવટ સુધી નહોતો વીસરાયો, એ એમ પણ બતાવે છે કે, આ વરસે અંગ્રેજોએ કેવી કારમી વસ્તુઓ કરી હશે.

## ૧૪

હિંદની આ કાળની રાજદ્વારી સ્થિતિ પર, અને ખાસ કરીને ૧૮૫૭ના બનાવ વખતે જે વર્તન હિંદી રાજા પ્રજાએ દાખવ્યું તેને ધ્યાનમાં લઈને, મૌ૦ આઝાદે ડૉ. સેન કૃત '૧૮૫૭' નામે સરકારી પ્રકાશનની પ્રસ્તાવનામાં લખ્યું છે કે, "૧૮૫૭ના બનાવો વિષે વાંચું છું ત્યારે દુઃખદ નિર્ણય પર આવવું જ પડે છે કે, હિંદી રાષ્ટ્રીય ચારિત્ર્ય અતિ નીચે પડ્યું હતું." બળવાના નેતાઓમાં કુસંપ, ઈર્ષા, કૂડકપટ ઇ૦ જોઈને તેમણે આ કહ્યું છે.

ડૉ. સેનની સદરહુ ચોપડીની પ્રસ્તાવનામાં, એક બાજુએ રાષ્ટ્રીય ચરિતતાની આવી નિંદા કરવા છતાં, શ્રી. મૌલાનાસાહેબ બીજી બે વાતની નોંધ લે છે કે, ૧. હિંદુ મુસલમાનોમાં ભારે એકતા હતી, અને ૨. લોકોને મુગલ બાદશાહ માટે ઊંડી વફાદારી હતી. આ બે વસ્તુઓ પેલા ચારિત્ર્યભ્રષ્ટતાના પહેલા કાઢેલા દોષ સામે નથી જતી? કોમી એકતા આજેય અઘરી વસ્તુ છે. પણ ૧૯૨૦–૨ માં તેનું અજબ મોટું મોજું જોયું; થોડાં જ વરસમાં તે ઓસરતુંય જોવા મળ્યું; અને અંગ્રેજ સામે સરખો વિરોધ છતાં હિંદુ-મુસલમાન એક ન થયા અને પાકિસ્તાન થયું તે પણ આપણે જોયું. અને છતાં દેશના પરરાજ્યકર્તાઓ પાછા પડ્યા અને સ્વરાજ્ય આપી વિદાય થયા, એ હકીકત પણ આપણે જાણીએ છીએ.

તાજો જ દાખલો લઇએ : ગાંધીજીની નીતિમાં વરસોથી ચાલતી પ્રજા પાકિસ્તાન બાદ કેવી કોમી કતલે ચડી ગઈ ! અરે, ભાષાવાદી રમખાણો હમણાં થયાં તેમાં કેવી વિચિત્ર ચરિતતા આપણા લોકોએ બતાવી ? તે ઉપરથી શો ક્યાસ કાઢી શકીએ ? અંગ્રેજો પણ ૧૮૫૭ બાદ જલિયાનવાલા બાગમાં, અને હમણાં સુએઝ નહેર વખતે જેવી રીતે વર્ત્યા, તે બધા પરથી શું કહી શકાય ? હિરોશીમા પર અણુ-બોમ્બ નંખાયો તે કેવું ? સ્વાર્થની સંકુચિત અંધતાનું આવું લક્ષણ સાર્વદેશિક છે. જ્યારે પ્રજા મહાન આદર્શદર્શન અને દર્શન–વિહોણી બને, ત્યારે આવું થાય જ છે. આદર્શના દર્શનનો હ્રાસ થયે પ્રજાનો નાશ થાય છે, એ સૂત્રથી આ બાબતની પૂરતી સમજૂતી આવી જાય છે. અમુક પ્રજાના ચારિત્ર્ય પર લાંછન જોવું કદાચ ઠીક કે સાચુંયે ન ગણાય.

૧૫

આ ચર્ચાસ્પદ મુદ્દા વધુ ન લંબાવવા જોઈએ. મને લાગે છે કે, ૧૮૫૭ વિષે ઉપરના જેવા મુદ્દાઓની ચર્ચા કરવાનો યુગ હવે પૂરો થાય છે. એ ચર્ચાના મુદ્દાઓ કદાચ આપણે આપણા માજી રાજ્યના અંગ્રેજ ઇતિહાસકારોએ કરેલી ચર્ચામાંથી પકડી લીધા તો નથી ? હવે હિંદ સ્વતંત્ર છે. ૯૦ વર્ષ સુધી હિંદ આ બનાવને ભૂલ્યું નથી અને અંગ્રેજોએ એમની રાજનીતિ વડે તેને ભૂલવા દીધોય નથી. આ ઉપરથી પણ સ્પષ્ટ થાય છે કે, તેને માત્ર 'બંડ' 'બળવો' કહી ફાલતુ ગણી કાઢી ન શકાય.

કારણ એ છે કે, આ બનાવ જગતના ઇતિહાસમાં મોટી વસ્તુ સૂચવે છે. આ કાળે પૂર્વ અને પશ્ચિમ જગત હિંદની ભૂમિ પર ભેગાં થયાં; બે મોટી પ્રજાઓ મળી. તેનાથી તેમના લોકમાનસમાં જે સંઘટ્ટ અસર થઈ, તે સત્તાવન રૂપે પ્રગટ થઈ. બે પ્રજાઓએ એ વડે પરસ્પર ઓળખ મેળવી. એ ઓળખને આધારે બંને પોતપોતાની પ્રજાકીય

યાત્રામાં આગળ વધી. એને ૯૦ વરસ થયાં તે દરમિયાન આપણી હિંદી પ્રજા જાગી અને તેણે નવા યુગને ઓળખ્યો અને અર્વાચીન એક ગોરી પ્રજા સામે પણ સફળ થવાની તૈયારી કરી. હિંદમાં યુરોપીય પ્રજાઓનો આપણો એ પહેલો સંપર્ક હતો. તેને સમજીને હિંદે પોતાની આગળની યાત્રા પાછી શરૂ કરી. ૧૮૫૭ની રીત તે કાળે યોગ્ય હશે. પછીના સૈકા પર આવતાં હિંદે જોયું કે, તે રીતનો સમય વીતી ગયો છે; એવી સમજ તેણે આખી પ્રજામાં ફેલાવી. સત્તાવનના બનાવમાં જે પ્રજાકીય અવગુણો હતા, જેને લઈને આપણે હાર્યા. તેના ઉપર પણ વિજય મેળવ્યો. આ વસ્તુ ૧૮૫૭નો મોટો પાઠ છે, અને તે આજે સ્પષ્ટ કરવા તરફ હવે ઇતિહાસનાજી સંશોધને વળવું ઘટે છે. હિંદના નવા અહિંસક સ્વાતંત્ર્યયુદ્ધ અને ૧૮૫૭ના યુદ્ધ વચ્ચે આ જે આપણી વિકાસયાત્રાનો ગંભીર ઇતિહાસ છે, તે હવે વધુ ને વધુ આગળ આવવો જોઈએ એમ માનું છું. આ પુસ્તક તે જાતના નવપ્રયાણને પ્રેરો.

૨૧-૭-'૫૭ મગનભાઈ દેસાઈ

---

# પ્રસ્તાવના

આ નાનકડું પુસ્તક મારાં સદ્‌ગત માતાપિતાની પુણ્યસ્મૃતિમાં ગુજરાતી વાચકો સમક્ષ રજૂ કરતાં મને આનંદ થાય છે.

૧૯૪૦–૪૧ ના અરસામાં મને ૧૮૫૭ ના સાહિત્યનો પરિચય થયો; અને પછી સંખ્યાબંધ પુસ્તકો વાંચતાં નોંધો તથા ટાંચણ કરવા માંડ્યાં. આ નોંધોમાંથી એક ટૂંકો લેખ લખી મેં મારા મિત્ર શ્રી. મગનભાઈ દેસાઈને શિક્ષણ અને સાહિત્યમાં પ્રસિદ્ધ કરવા ૧૯૪૫ ની શરૂમાં મોકલી આપ્યો. એમણે મને એ લેખ ચાર પાંચ લેખમાં જરા વિસ્તારથી લખવા જણાવ્યું; અને આમ પહેલા ખંડના ચાર લેખ મેં લખ્યા તે શિક્ષણ અને સાહિત્યમાં લેવામાં આવ્યા. પુસ્તકનું બીજ આમ નંખાયું. ત્યારબાદ મેં જે વિવિધ સામગ્રી એકત્ર કરી હતી તેમાંથી બીજા લેખો ૧૯૪૬ ની સાલમાં લખ્યા. મોટે ભાગે તે જ સ્વ-રૂપમાં થોડા ફેરફાર સાથે એ લેખો આજ પ્રસિદ્ધિ પામે છે. ત્રીજા ખંડમાંનું ફિરોઝશાહનું રેખાચિત્ર ચાલુ સાલમાં લખાયેલું છે. અને ચોથા ખંડમાંનાં કમિશ્નર કૂપર તથા જોન નિકલસનનાં ચિત્રો પણ ચાલુ સાલમાં લખ્યાં છે.

આ પુસ્તક ઘણે મોટે ભાગે અંગ્રેજી પુસ્તકો ઉપરથી લખાયેલું છે એ વાચક પુસ્તકને છેડે મૂકેલી પુસ્તકસૂચિ ઉપરથી જોઈ શકશે. આમ છતાં જે ત્રણ પુસ્તકોએ મારા ચિત્ત ઉપર કાયમી છાપ પાડી છે તેનો ઉલ્લેખ આંહી કરું તો તે અસ્થાને ગણાશે નહિ.

૧૯૨૭ ની સાલમાં બહાર પડેલું પ્રો. નારાયણ કેશવ બેહેરેનું મરાઠી પુસ્તક **सन्न १८५७** મને અતિ ઉત્કૃષ્ટ કોટિનું જણાયું છે. સાવરકરનું અંગ્રેજી પુસ્તક The Indian war of Independe-nce 1857 એની છાપ પણ મારા ઉપર થોડીક પડેલી છે. બેહેરેનું પુસ્તક સમતોલ વિચારસરણીપૂર્વક લખાયેલું છે. જ્યારે સાવરકરનું

રાગદ્વેષભર્યું યૌવનના આવેગમાં લખાયેલું છે. વેલેન્ટાઈન શિરોલ પોતાના ઇન્ડિઅન અનરેસ્ટ પુસ્તકમાં પા. ૧૪૭ ઉપર આ પુસ્તક વિષે લખે છે:

" A very remarkable history of the muting combining considerable research and great literary power with the most savage hatred. "

એટલે એકલું સાવરકરનું પુસ્તક કોઈ વાંચે અને બીજો એ સાહિત્યનો અભ્યાસ ન કરે તો એ પુસ્તક યોગ્ય ઇતિહાસદષ્ટિ નીપજાવી ન શકે એટલી ચેતવણી આપવી જરૂરી છે.

ચિંતામણ વૈદ્યે સંશોધન કરી ૧૯૦૭ માં **माझा प्रवास** એ મથાળે પ્રસિદ્ધ કરેલા પુસ્તકની છાપ પણ મારા ઉપર છે. એનું ભાષાંતર ' સત્તાવનની કત્લેઆમ ' એ મથાળે મેં ૧૯૪૬ માં કર્યું અને ૧૯૪૭ માં ભારતી સાહિત્ય સંઘ તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યું.

આ પુસ્તકમાં, સમતોલદષ્ટિથી વિચાર કરી નાના સાહેબનો બચાવ કરવા નહિ, પણ કંઈક ન્યાય આપવા ઢાલની બીજી બાજુ દર્શાવી હીન પ્રકારના અંગ્રેજોના માનસમાં ડોકિયું કરવામાં આવ્યું છે. આમ છતાં લેખકનો હેતુ અંગ્રેજોને ઉતારી પાડવાનો નથી એ પુસ્તક વાંચતાં જ સ્પષ્ટ થશે. કેટલાક રૂઢિચુસ્ત અંગ્રેજોને બાદ કરતાં આજ આખીએ અંગ્રેજ પ્રજા આપણા નવનિર્માણના પ્રયત્નને સહાનુભૂતિભરી દૃષ્ટિએ નિરખી રહી છે એ આપણે યાદ રાખવું જોઇએ. વળી અંગ્રેજોની પાસે એમનું શિસ્તપાલન આપણે આપણા દેશના પુનરુત્થાનના કાળમાં શીખવા જેવું છે.

શ્રી. મગનભાઈ દેસાઈએ આ પુસ્તકનો આમુખ લખ્યો છે તથા પહેલા ખંડની સામગ્રી પ્રસિદ્ધ કરવા મને પરવાનગી આપી છે તે બદલ હું એમનો આભારી છું.

બીજા ખંડનો કેટલોક ભાગ સામાજિક સેવા મંડળ તરફથી પ્રગટ થતા પાક્ષિક જ્યોતિર્ધરમાં ગયા બે માસથી પ્રસિદ્ધિ પામ્યો છે. આની પ્રસિદ્ધિની પરવાનગી બદલ હું શ્રી ગટુભાઈનો આભારી છું.

ત્રીજા ખંડનાં રેખાચિત્રો 'ઊર્મિ અને નવરચના' માસિકમાં પ્રસિદ્ધ થયેલાં તે પ્રસિદ્ધ કરવાની પરવાનગી શ્રી. ઈશ્વરલાલ દવેએ આપી છે તે બદલ એમનો આભારી છું.

ડાયમન્ડ પ્રેસના સંચાલકે પ્રેસનું કામ ત્વરાથી કરી આપવા બદલ હું શ્રી. સુરેશભાઈનો ઋણી છું; અને પ્રુફ જોવામાં શ્રી. કૃષ્ણ-પ્રસાદ ભટ્ટે જે મહેનત લીધી છે તે બદલ તેમનો આભારી છું.

પ્રકાશક સંસ્થા ન્યુ ઓર્ડર બુક કંપનીના સંચાલક ભાઈ દિનકરભાઈએ પ્રકાશક બની મને ઋણી બનાવ્યો છે.

૩૧, શ્રીમાળી સોસાયટી,
અમદાવાદ—૯
તા. ૨૪મી જુલાઈ, ૧૯૫૭

વિજયશંકર મંછારામ ભટ્ટ

# અનુક્રમણિકા

## ખંડ ૪

## ઢાલની બીજી બાજુ

## ખંડ ૧

# ૧ ઇતિહાસનો અભ્યાસ

છેલ્લા ત્રણ ચાર દાયકા ઉપરાંતથી આપણે રાજકીય દૃષ્ટિએ સાચા હિન્દી બનવાનો વિચાર કરેલો છે પણ જીવનદૃષ્ટિ વિકસાવી કાંઈ પ્રગતિ સધાઈ નથી. તેનાં કારણોમાં આપણી ઇતિહાસ શીખવાની અને સમજવાની બેદરકારીએ ઘણો ભાગ ભજવેલો જણાય છે.

ઇતિહાસનો અભ્યાસ વર્તમાન પરિસ્થિતિ સમજવા અને ભવિષ્યમાં ભૂતકાળની ભૂલોનું પુનરાવર્તન ન થાય તે માટે કરવાનો હોય તો તે પ્રકારના અભ્યાસને વધારે વ્યવસ્થિત, સરળ અને સુલભ બનાવવો જોઈએ. માત્ર ૧૮૫૭ ના પ્રસંગને તપાસતાં ચાલુ ગુજરાતી પાઠ્ય પુસ્તકોમાં એકાદ બે પુસ્તકમાં જ આ પ્રસંગ વિષે કંઈક વિસ્તૃત ઉલ્લેખ છે. આશરે પંદરેક પાનાંમાં એ મહાન બળવાનાં કારણો, એના આગેવાનો, વિસ્તાર અને નિષ્ફળતાનાં કારણોની અભ્યાસપૂર્ણ માહિતી આપવામાં આવેલી છે. આપણાં પાઠ્ય પુસ્તકોની આવી દશા છે. આ પ્રસંગના અભ્યાસના પ્રશ્નને બીજી રીતે તપાસીએ તો ઇતિહાસની પરીક્ષાના પ્રશ્નપત્રોમાં આ પ્રસંગના પ્રશ્નો બિલકુલ મામૂલી અને ઉપરચોટિયા જણાશે. કેળવણીના પ્રશ્નમાં રસ લેતા સજ્જનો તેમજ શિક્ષકોએ આ બાબત તપાસ કરી ઇતિહાસના સાચા અભ્યાસ તરફ વિદ્યાર્થીઓનું ધ્યાન દોરવાની જરૂર છે.*

---

* **નોંધ :** ૧૯૪૬ બાદ અત્યારનાં પાઠ્ય પુસ્તકો તપાસતાં સારો એવો સુધારો દૃષ્ટિગોચર થાય છે. ૧૯૩૦-૩૫ બાદ જે સુધારો ધીમે ધીમે થતો હતો તેને ૧૯૪૭ બાદ ઠીક વેગ મળ્યો છે તે દર્શાવવા ૧૯૫૨ ની સાલમાં પ્રસિદ્ધ થયેલા શ્રી ઝીણાભાઈ દેસાઈના પુસ્તકમાંથી એક નાનકડો ઉતારો મારા દૃષ્ટિબિન્દુના સમર્થનમાં આપું.

" × × × × ૧૮૫૭ ની ક્રાન્તિનાં ચાલીસ વર્ષ પહેલાં ઇ. સ. ૧૮૧૭ માં સર ટોમસ મનરોએ તે વખતના ગવર્નર જનરલ લૉર્ડ હેસ્ટિં-

ઇતિહાસનો અભ્યાસ કેટલાક ભૂતકાળથી શરૂ કરી વર્તમાન તરફ આગળ વધારે છે. કેટલાક વર્તમાનકાળને જ પ્રાધાન્ય આપી ભૂતકાળને અવગણે છે. જ્યારે કેટલાક ભવિષ્ય તરફ જ મીટ માંડી બેઠા રહે છે. આવો અભ્યાસ હમેશાં એકાંગી અને અધૂરો ગણાવો જોઇએ. કોઈ પણ નાગરિકને આજના ધમાલિયા જીવનમાં આવો અભ્યાસ કરવાનું પરવડશે નહિ.

આ કારણથી જ આપણા દેશના આધુનિક અંગ્રેજી રાજ્યના અભ્યાસનું મધ્યબિંદુ ૧૮૫૭ ના પ્રસંગને ગણવું જોઇએ. એ વિચાર વારંવાર અભ્યાસીઓ અને યુવકો સમક્ષ રજૂ કરવાની જરૂર છે. આ વિચાર કેટલો જરૂરી છે તે સહેજે વિચારતાં સ્પષ્ટ થશે. ૧૯૪૨ ની સાલનાં આંદોલનો તપાસવાં હશે, તો ૧૯૩૦–૩૨ ની સવિનયભંગની હિલચાલનો અભ્યાસ કરવો પડશે. સવિનય ભંગની હિલચાલ સમજવી હશે તો બારડોલી સત્યાગ્રહની ભૂમિકા સમજવી પડશે અને બારડોલી સત્યાગ્રહ માટે અસહકારનાં પગરણ કઈ પરિસ્થિતિમાં મંડાયાં તે

ગ્સને લખ્યું હતું કે, 'અંગ્રેજોનાં શસ્ત્રોથી થયેલા ભારતવિજયનું પરિણામ એક આખી પ્રજાને ઊંચે ચડાવવાને બદલે અધમ બનાવવામાં આવશે. જિતાયેલા દેશના લોકોને પોતાના દેશના વહીવટમાંથી સંપૂર્ણપણે બાકાત રાખવાનો આવો દાખલો કદાચ બીજો નહિ મળી શકે." એક વર્ષ બાદ મનરોએ ફરીથી લખ્યું: 'પરદેશી વિજેતાઓએ ભારતના મૂળ વતનીઓ તરફ હિંસાભર્યો અને અનેક વખત ક્રૂરતાભર્યો વર્તાવ કરેલો છે. પરંતુ જે તુચ્છકારથી આપણે તેમની તરફ વર્ત્યા છીએ તેવું તો કોઇએ જ નથી કર્યું. એક આખી પ્રજાને વિશ્વાસ માટે નાલાયક અને પ્રામાણિકતા માટે કમતાકાત લેખી તેને બદનામ કરવાનું ઘોર કૃત્ય અન્ય કોઇએ કર્યુ નથી. ભારતની પ્રજા તરફના આવા અન્યાયી વર્તાવ અંગે ખુદ અંગ્રેજોના જ મનમાં જો આવી લાગણી થતી હોય તો ભારતવાસીઓની લાગણી કેટલી બધી દુભાયેલી હશે એ સમજી શકાય એવું છે. એટલે ક્રાન્તિની જ્વાળાને ફેલાઇ જતાં વાર લાગી નહિ. પરંતુ ભારતવાસીઓની એક મોટી નબળાઇ આ વખતે પણ છતી થઇ." ભારત ઇતિહાસ ગાથા ઝીણાભાઇ દેસાઇ ૧૯૫૨ પા. ૩૩

વિચારવું પડશે. અસહકારની દેશવ્યાપી પ્રવૃત્તિ પાછળ જલિયાનવાલા બાગના અત્યાચારો, ડાયર ઓડવાયર પ્રકરણ અને રોલેટ બિલ વગેરે સર્વ અગત્યના બનાવો તેના યોગ્ય ચોકઠામાં નીરખવા પડશે. સરકાર તરફથી જે અત્યાચારો ૧૯૧૯ માં થયા તેની પાછળનો ઇતિહાસ વિચારતાં ક્રાંતિ અને ભાંગફોડના ઉપાસકોએ પોતાને યોગ્ય જણાતો રસ્તો કેમ લીધો તે વિચાર્યા સિવાય કેમ ચાલશે ? ક્રાન્તિવાદીઓને સમજવા આપણે ૧૮૫૭ ના પ્રસંગ ઉપર જરૂર વધુ ધ્યાન આપવું પડશે. ૧૮૫૭ નો પ્રસંગ એવો મહાન, ગંભીર અને અંગ્રેજો તેમજ આપણા માટે એટલો કરુણ છે કે એ પ્રસંગને આધુનિક ઇતિહાસનું મધ્યબિંદુ બનાવીને અભ્યાસની પૂર્વાપર રચના કરવામાં બંને પક્ષને હિતાવહ માર્ગસૂચન મળવા સંભવ છે.

વળી ચાલુ જમાનામાં શાળામાં ભણતો વિદ્યાર્થી પણ રાજકારણમાં આવેશ કે આવેગથી ઝંપલાવવા ઉત્સુક હોય છે, પણ તે સમજતો નથી કે પોતાના આવેશ કે આવેગને મિથ્યા વહી જવા ન દેવો હોય તો ઉપર જણાવ્યા મુજબ કોઈ પ્રકારની અભ્યાસભૂમિકા અતિ જરૂરી છે. વિદ્યાર્થીઓએ અને શિક્ષકોએ અભ્યાસમંડળો દ્વારા આવું કેટલુંક અગત્યનું જ્ઞાન મેળવી લેવું જોઇએ.

ઇતિહાસના અભ્યાસ વિષે કેવો હલકો અભિપ્રાય આપણા વિદ્યાર્થીઓમાં છે તે સહેજમાં જણાવી લઉં. બી. એ. માં ઐચ્છિક વિષય તરીકે બીજો કોઈ પણ વિષય લેવાની જેની શક્તિ ના હોય તેણે ઇતિહાસ પસંદ કરવો એવો ભ્રમ કેટલાયે વિદ્યાર્થીઓમાં મેં જોયો છે. મેં બી. એ. માં અંગ્રેજી ઐચ્છિક તરીકે પસંદ કર્યું ત્યારે મારા મિત્રો મારા તરફ માનની દૃષ્ટિએ જોતા અને કહેતા કે તેમનું અંગ્રેજી સારું હોત તો તેઓ પણ અંગ્રેજીને જ પસંદ કરત. વાસ્તવિક રીતે તો તેમણે મારી દયા ખાવા જેવું હતું કારણ કે ઇતિહાસ જેવા ઉપયોગી વિષયનો ત્યાગ કરી માત્ર ભાષાશોખ માટે અંગ્રેજીને પસંદગી

આપવી તેમાં ડા'પણ નથી. વળી અંગ્રેજી ઠીક હોય તો તેનો ઉપયોગ ઇતિહાસ શીખતાં પણ સારી પેઠે કરી શકાય છે.

અગાઉ ઇતિહાસ સાથે તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરવો પડતો, પણ પછીથી ઇતિહાસ સાથે સંપત્તિશાસ્ત્રને જોડવામાં આવ્યું. મારા અભિપ્રાય મુજબ, ગમે તે વિષયનો અભ્યાસ કરવો હશે તો તેની પાછળ કોઈક તાત્ત્વિક વિચાર અને યોજનાની જરૂર હમેશાં રહેશે; એટલે માત્ર ઇતિહાસના અભ્યાસ સાથે તત્ત્વજ્ઞાનના અભ્યાસને પણ જોડી રાખવાનું યોગ્ય જણાયું નહિ હોય.

આના સમર્થનમાં એક ઉદાહરણ આપું. આપણી સંસ્કૃતિ મુજબ જ્યોતિષનો અભ્યાસ હોય કે ન્યાયનો, સાંખ્યનો અભ્યાસ હોય કે નીતિશાસ્ત્રનો, ચાણક્યનીતિનો અભ્યાસ હોય કે વેદાંતનો, પણ શરૂઆતમાં જ એવું વિધાન કરવામાં આવતું કે આ શાસ્ત્રના અભ્યાસનું અંતિમ ધ્યેય પરમ તત્ત્વની ઝાંખી કરવાનું છે. આ પ્રયોગ ભલે રૂઢ થઈ જવાથી અર્થહીન ભાસતો હોય પણ તેની પાછળનું રહસ્ય આપણે પારખી શકીશું તો કોઈ પણ અભ્યાસની પાછળની તાત્ત્વિક રચના અને યોજનાની જરૂર આપોઆપ સમજાઈ જશે. આ સમજણ બાદ જેની વાત અવારનવાર કરવામાં આવે છે પણ આચરણમાં આવતી નથી, તે ઐતિહાસિક દૃષ્ટિ પોતાની મેળે જ યોગ્ય સ્થાન પ્રાપ્ત કરી જાગ્રત રહેશે.

માનવબુદ્ધિનો વ્યવહાર, રાજસી કે તામસી મટી અથવા ઓછો થઈ, જેટલા પ્રમાણમાં સાત્ત્વિકતા તરફ વળશે, તેટલો ફાયદો અભ્યાસીને તેમજ અભ્યાસની વસ્તુને થવાનો છે.

ઇતિહાસનો અભ્યાસ માત્ર તવારીખોમાં કે રાજકીય દૃષ્ટિથી જ કરવો જોઈએ એવો સંકુચિત મત આજ કોઈક જ ધરાવતા હશે. ઇતિહાસના ઊંડા અભ્યાસને માટે તે તે સંસ્કૃતિનો અભ્યાસ કરવો જોઈએ એવો મત થતો જાય છે. તેથી આપણી સંસ્કૃતિનો અભ્યાસ

આદરવો જોઇએ અને સમાજ, ધર્મ, વ્યવહાર, નીતિ, કર્મકાંડ, રાજકીય પરિસ્થિતિ વગેરે દરેકનો પાર પામવા વ્યાવહારિક અને કાર્યકુશળ બુદ્ધિનો ઉપયોગ આપણે ઝડપથી કરવો પડશે. સંભવ છે કે, બીજા આગળ વધતા દેશોની માફક આપણે પણ ભૂલો કરી બેસીશું. ભલે ભૂલો કરીએ પણ તે સુધારવાની તક મળશે તે ઓછો ફાયદો છે? વિખ્યાત જર્મન લેખક ગટે કહે છે, "Thought expands but lames, action animates but narrows" આપણે આ બે વમળમાંથી એકેમાં સપડાયા વિના ઝડપથી આગળ વધવું હશે તો સંસ્કૃતિના દરેક ક્ષેત્રમાં જરૂરી ફેરફારો કરવા પડશે અને એ ફેરફારો વિચાર અને અભ્યાસ બાદ થાય તેટલા માટે સમાજમાં આંદોલનો ઊભાં કરવાં પડશે.

આ ટૂંકા લેખના મુદ્દાને સમર્થન કરતો શ્રી કિશોરલાલ મશરૂવાળાનો અભિપ્રાય ટાંકી આ લેખ પૂરો કરું. મશરૂવાળા 'કેળવણીના પાયા' નામની પોતાની ચોપડીમાં લખે છે:

"જે બનાવથી આપણી પ્રજાની હાલની સ્થિતિ તરફ આવવા પહેલો ધક્કો મળ્યો તે બનાવથી વિગતવાર અભ્યાસ શરૂ કરવો જોઇએ. દાખલા તરીકે, હિંદુસ્તાનનો ઇતિહાસ યુરોપિયન કંપનીઓના કે ૧૮૫૭ના બળવાના કાળથી શરૂ કરવો જોઇએ."

## ૨ આપણા ઇતિહાસનું ઉવેખાયેલું મધ્યબિંદુ

અનેક કારણોસર ૧૮૫૭ નો બળવો આપણા ઇતિહાસમાં તેનું યોગ્ય સ્થાન મેળવી શક્યો નથી. આપણાં પાઠ્યપુસ્તકોની ઊણપ આડે આવતી હતી તેમાં યોગ્ય ફેરફાર અને સુધારો થવાનું આપણે શરૂમાં જ નોંધ્યું છે.

૧૮૫૭ નો બળવો એ એવો મહત્ત્વપૂર્ણ બનાવ છે કે, તેને આપણા દેશના આધુનિક કે અંગ્રેજી રાજ્યના ઇતિહાસનું મધ્યબિંદુ બનાવી તેની પૂર્વેનો અને પછીનો અભ્યાસ રચાવો જોઈએ. આવો અભ્યાસ આપણી શાળા–કૉલેજોમાં કરી શકાય તો જ આપણે અભ્યાસનું વ્યાવહારિક પરિણામ પ્રાપ્ત કરી શકીશું. આ સિવાયનું જ્ઞાન અભ્યાસ ખાતર અભ્યાસ કરનારને ભલે ઉપયોગી હોય, પણ સામાન્ય વાંચક અને નાગરિકો માટે તે ઝાઝું ઉપયોગી નથી.

ગઈસાલ અમદાવાદને આંગણે ગૂજરાતના ઇતિહાસનું સંશોધન કરવા ઇતિહાસ સંમેલન યોજાયું હતું ત્યારે પ્રાન્તીય હકીકતો અને અવશેષો સંગ્રહવા ઇતિહાસ પ્રેમીઓ તૈયાર થયાની જાણ થઈ. અમારી એમને વિનંતિ છે કે, સ્થાનિક કે પ્રાન્તીય દૃષ્ટિને ઇતિહાસના વિશાળ અને વધુ વિશાળ થતા રહસ્યાર્થમાં આપણે અવલોકી શકીશું તો જ આપણો અભ્યાસ સાર્થક અને સફળ થશે; અને તે દૃષ્ટિ કેળવતાં ચૂકીશું તો આપણી વિવિધ અને સંકુચિત જ્ઞાતિઓની માફક વ્યક્તિની અને માનવસમુદાયની પ્રગતિને અજાણે પણ ભારે ફટકો મારી બેસીશું.

૧૮૫૭ ના પ્રસંગની ચર્ચા કરતાં ગાંધીજીનો અનુભવ ધ્યાનમાં લેવા જેવો છે. ૧૮૯૧ ની સાલમાં ગાંધીજી બૅરિસ્ટર થયા પછી વકીલાત બાબતમાં સલાહ લેવા ફ્રેડરિક પિંકટને મળવા ગયેલા, ત્યારે ગાંધીજીને મિ. પિંકટે કહેલું: "તારું દરદ હવે સમજ્યો. તારું સામાન્ય વાંચન બહુ થોડું છે. વકીલને તે વિના ન ચાલે. તેં તો હિંદુસ્તાનનો ઇતિહાસ પણ નથી વાંચ્યો. × × × × વળી દરેક

હિંદુસ્તાનીને હિંદુસ્તાનના ઇતિહાસનું પણ ભાન હોવું જોઇએ. આને વકીલાત સાથે સંબંધ નથી, પણ તે જ્ઞાન તને. હોવું જોઇએ. હું જોઉં છું કે તેં કે અને મેલેસનનું ૧૮૫૭ ના બળવાનું પુસ્તક પણ નથી વાંચ્યું. એ તો તુરત વાંચી જજે."*

ગાંધીજી ઉપરના અનુસંધાનમાં લખે છે કે, બળવા વિષેનું પુસ્તક વાંચવાની મુરાદ દક્ષિણ આફ્રિકામાં બર આવી.

આ નાના ઉદાહરણ ઉપરથી બતાવવાનું એ જ છે કે, મિ. પિંકટ જેવા સ્થિતિચુસ્ત (કૉન્ઝરવેટીવ) પક્ષના સભ્યને પણ એમ લાગતું કે, પોતાનો ઇતિહાસ અને ૧૮૫૭ નું કે અને મેલેસનનું પુસ્તક હિંદીઓએ અવશ્ય વાંચવાં જોઇએ.

ગાંધીજીની વિચારસરણી પાછળ બળવાના સાહિત્યના વાંચને શો ભાગ ભજવ્યો છે તે હકીકત ગાંધીજી પોતે જ એક લેખમાળા લખે તો દર્શાવી શકે, અથવા એમના નીકટના પરિચયમાં આવેલા કાર્યકર્તાઓ જ દર્શાવી શકે; આમ છતાં એટલું તો સ્પષ્ટ જણાય છે કે, બળવાનો ઇતિહાસ વાંચ્યા બાદ ગાંધીજીએ સખત મનોમંથન અનુભવ્યું હશે અને એમની સરકાર પ્રત્યેની વફાદારીના સાંધા ઢીલા થયા હશે. આ પુસ્તક એમણે કયી સાલમાં વાંચ્યું તે આત્મકથામાં જણાવ્યું નથી પણ સંભવ એવો છે કે, દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહ અગાઉ કે તે અરસામાં તેમણે બળવાનો ઇતિહાસ વાંચેલો હોવો જોઇએ. આમ હકીકત ગમે તે હો પણ કટુતા, તિરસ્કાર, અપમાન, માનહાનિ વગેરે સર્વેને પચાવીને એમને નવું દર્શન લાધ્યું અને તેમાં બળવા–સાહિત્યના વાંચનનો ફાળો અવશ્ય હોવો જોઇએ.

૧૯૪૧ ની સાલમાં રાઇસ હોલ્મ્સ ના ૧૮૫૭ના પુસ્તકનો પરિચય મને પહેલીવાર થયો પછી તે વિષયનાં બીજાં પુસ્તકો મેં જોયાં.

---

* ગાંધીજીની આત્મકથા પ્ર. ૨૫. પાન ૧૦૯-૧૧૦; દેવનાગરી લિપિવાળી પ્રત.

હોલ્મ્સના પુસ્તકમાં ઘણી ત્રૂટિઓ હોવા છતાં, તે પુસ્તક જ્યારે મેં મારા વૃદ્ધ પિતા પાસે વાંચવા માંડયું ત્યારે અંગ્રેજોના હાથે હિંદીઓ ઉપર થયેલા અનેકગણા અત્યાચારનાં વર્ણન સાંભળી તે ઘણીવાર સ્તબ્ધ બની જતા અને મારે વાંચન બંધ કરવું પડતું. પુસ્તક પૂરું સાંભળી રહ્યા બાદ મારા પિતા કહેઃ “ અમારાં પોણોસો વરસ એળે ગયાં; અમને તો આ વિગતોનો ખ્યાલ પણ ન હતો. અમે શાળા-કોલેજમાં આ વિગતો શીખ્યા હોત તો કેટલો બધો ફેર પડત ! ”

મારા પિતાના ઉદ્‌ગાર તદ્દન સાચા છે. જો તે શાળા-કોલેજમાં ૧૮૫૭ ના બળવાનો કાંઇક સાચો ઇતિહાસ શીખ્યા હોત—તો ૧૯૨૦ માં જનરલ ડાયરની હિંમત અને પ્રામાણિકતાની પ્રશંસા તે સામાન્ય વાતચીતમાં કરતા તે ન કરત. જનરલ ડાયરનું સ્મારક જલિયાનવાલા બન્યું અને ત્યારપછીની ૧૯૪૨ સુધીની દરેક હિલ-ચાલોમાં જે ભાગ અંગ્રેજ સત્તાધારીઓએ ભજવ્યો છે તે સ્પષ્ટ બતાવી આપે છે કે, અંગ્રેજ સત્તાધારી અને રાજપુરુષ ૧૮૫૭ ના અત્યાચારનું પુનરાવર્તન કરતાં અચકાય તેમ નથી અને તેઓ ૧૮૫૭ ના પ્રસંગને જરાયે ભૂલી શક્યા નથી. આપણે જ આપણો ઇતિહાસ ભૂલી ગયા છીએ અને કેળવાયેલા કહેવાતા છતાં તેનો અભ્યાસ કરવાની અભિરુચિ આપણામાં ઓછી જ છે.

આપણા ઇતિહાસનો અભ્યાસ કરવાની અભિરુચિ કેળવવી તેનો અર્થ એવો નથી થતો કે, આપણે અંગ્રેજ પ્રજા સામે દ્વેષવૃત્તિ કેળવવી. તે પ્રજા પાસેથી આપણે ઘણું શીખવાનું છે, એમ ઉપલક વિચાર કરનારને પણ સ્પષ્ટ જણાય તેવું છે. અંગ્રેજ યુવક હિંદમાં આવે છે ત્યારે સાચો કે ખોટો પૂર્વગ્રહ લઇને જ આવે છે અને અહીં આવ્યા બાદ સંકુચિત વાતાવરણમાં તેની માન્યતાઓને હમેશાં પુષ્ટિ મળતી રહે છે. હકીકતમાં તો એક સામાન્ય અંગ્રેજને મુકાબલે આપણો ભણેલો કહેવાતો વર્ગ ૧૮૫૭ ના પ્રસંગ વિષે તદ્દન અજ્ઞાન દેખાય છે, અને ઘણીવાર અંગ્રેજોના મુખમાંથી નીકળતાં સત્યો,

અર્ધસત્યો, અને પૂર્ણ અસત્યોનો, બિલકુલ વિચાર કર્યા વિના, ઘોષ અને પ્રતિઘોષ કરવા લાગે છે.

મારું વય આશરે બાર તેરનું હશે તે સમયે અમારા એક વડીલને એમ બોલતાં સાંભળેલા કે, નાના સાહેબ ઘણો ક્રૂર આદમી હતો, કારણ કે અંગ્રેજોનાં નાનાં બાળકોને તે ઊંચે ઉછાળી નીચે ભાલો ધરી મારી નાંખતો. કાનપુરમાં અંગ્રેજ સ્ત્રીપુરુષો તથા બાળકોના હત્યાકાંડમાં નાનાસાહેબની સીધી કે આડકતરી જવાબદારી તરી આવે છે એ ખરેખર હિંદીઓ માટે શરમજનક છે; પણ નાનાસાહેબનું વર્તન ઇતિહાસની આખી ભૂમિકામાં તપાસ્યા સિવાય જ અભિપ્રાય આપવો કે બાંધી લેવો તેમાં ઐતિહાસિક દૃષ્ટિ રહેતી નથી. આમ નાનાસાહેબના વર્તનનો પ્રશ્ન એક સ્વતંત્ર અને નિષ્પક્ષપાત તપાસ માંગી લે છે.

વળી હિંદના ઇતિહાસમાં અમે શીખતા કે, ૧૮૫૭ નો બળવો ચરબીવાળી કારતૂસો અને તાર–ટપાલ વગેરે સુધારાઓ બાબત હિંદીઓની વહેમભરી દૃષ્ટિને લીધે થયો. ગૂજરાતી ભાષામાં લખાયલા ઇતિહાસોમાં આ અને આવાં કારણો ઉપર ભાર મૂકાતો ૧૯૩૮ ની સાલ સુધી અમે જોયો છે. પણ તે અભિપ્રાય એકાંગી હોઈ સાચો નથી એમ અંગ્રેજી પુસ્તકો ઉપરથી પણ સ્પષ્ટ થાય છે.

આ ઉપરાંત ૧૮૫૭ નો પ્રસંગ તે માત્ર લશ્કરી બળવો હતો કે હિન્દીઓનું સ્વાતંત્ર્ય યુદ્ધ હતું તે પ્રશ્ન પણ ઇતિહાસપ્રેમીઓની અભ્યાસપૂર્ણ છણાવટ માગી લે છે. આમ વિવિધ બાજુથી ઇતિહાસના આ ગંભીર પ્રસંગ અને પ્રશ્નોને તપાસી આપણે સત્ય વસ્તુસ્થિતિ જાણવી જોઇએ.

આપણી ભાષામાં ૧૮૫૭ નું સાહિત્ય અંગ્રેજીને મુકાબલે ઘણુંજ ઓછું કહેવાય. આમ છતાં જે થોડુંઘણું સાહિત્ય આપણને મળ્યું છે તેમાંથી પણ ઇતિહાસનાં મહાન સત્યો તારવી શકાય તેમ છે. આ વિષય ઉપર મરાઠીમાં એક જ પુસ્તકમાં આખોયે ઇતિહાસ પ્રો.

નારાયણ કેશવ બ્હેરેએ લખ્યો છે. આ લગભગ સાડા પાંચસે પાનાનું પુસ્તક સાહિત્ય તેમજ ઇતિહાસની દૃષ્ટિએ ઘણું ઉપયોગી છે. વળી શ્રીયુત ગોડસેએ મરાઠીમાં લખેલું પ્રવાસવર્ણન* પ્રવાહી અને ભાવવાહી શૈલીમાં મોજૂદ છે, અને તેનું સંશોધન સ્વ. ચિં. વિ. વૈદ્યે કરેલું છે. ગોડસે જાતે બળવાના સમયમાં ઝાંસીમાં સપડાઈ ગયેલા અને ઘણી મુશ્કેલીઓ વેઠી પોતાને ગામ વરસઈ આવી પહોંચ્યા તેની રસપ્રદ હકીકત આ પુસ્તકમાં સાંપડે છે. ઉપરાંત 'ભારતમેં અંગ્રેજી રાજ્ય'નાં છેલ્લાં બસો અઢીસો પાનમાં આ પ્રસંગનો અભ્યાસપૂર્ણ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. અને શ્રીયુત્ નગીનદાસ પારેખે લખેલા 'સત્તાવન' નામના પુસ્તકમાં પણ સામાન્ય વાંચક માટે સરળ શૈલીમાં આખાયે પ્રસંગનું બ્યાન રજૂ કરવામાં આવ્યું છે. વળી શ્રીયુત મહાશંકર ઇન્દ્રજી દવેએ રજનીકાન્તના બંગાળી ઉપરથી ત્રણ ભાગમાં આ વિષયનો ઇતિહાસ પ્રસિદ્ધ કર્યો છે. 'ભારેલો અગ્નિ' નામની શ્રીયુત રમણલાલ વસંતલાલ દેસાઈની નવલકથાનું વસ્તુ પણ આ વિષય ઉપરથી લીધું છે. દર્શકકૃત 'બંધન અને મુક્તિ' નામની નવલકથામાં પણ સત્તાવનના કેટલાક પ્રસંગો ગૂંથવામાં આવ્યા છે. આમ જે ગણ્યાગાંઠ્યાં પુસ્તકો આપણી ભાષામાં જડી આવે છે તેમાંથી પણ આપણે ઘણું જાણી શકીએ તેમ છીએ. પણ આ પુસ્તકોનો અભ્યાસ માત્ર કાલક્ષેપ કરવા નહિ, પણ હેતુપુરઃસર અને નિષ્પક્ષપાતપણે કરવો જોઇએ.

---

* આનો અનુવાદ 'સત્તાવનની કત્લેઆમ' મથાળે ભારતી સાહિત્ય સંઘ તરફથી પ્રસિદ્ધ થયો છે.

# ૩ કોણ કોને ચડે છે?

"કોઈ તારી આંખ ફોડી નાંખે તો સામે તેની ફોડી નાંખજે, કોઈ તારો દાંત પાડી નાંખે તો સામે તેનો પાડી નાંખજે, એવું તમે સાંભળ્યું છે; પણ હું તમને કહું છું કે દુષ્ટની સામે થતા ના."

મેથ્યુ, ૫, ૩૮–૩૯.

નાનાસાહેબ (૧૮૫૭) લોહી તરસ્યો ને ઘણો ક્રૂર આદમી હતો, એવી માન્યતા અંગ્રેજ પ્રજામાં ઘૂસી છે; અને શાળાઓના એકપક્ષી ઇતિહાસો પરથી ઘણા હિંદીઓ પણ એમ જ માનતા આવ્યા છે. એક લેખકે તો નાનાને અશ્વત્થામા સાથે સરખાવ્યો છે!

આ વિષે બરાબર સમતોલનથી વિચાર કરવો હોય તો હાલની બીજી બાજુ પણ જોવી જોઇએ. કાનપુરમાં અંગ્રેજ સ્ત્રીપુરુષો તથા બાળકોના હત્યાકાંડમાં નાનાસાહેબ સીધી કે આડકતરી રીતે જવાબદાર છે, એનો બચાવ હોઈ ન શકે. પરંતુ એક ઐતિહાસિક વ્યક્તિ તરીકે ન્યાય કરવો હોય તો એ પૂરતું નથી; તે માટે સામેના નાયક–જનરલ નીલ, હડસન નિકલસન, ને અજનાળાના કૂવા વિષે બડાઈ હાંકનાર કૂપર વગેરેની વર્તણુક પણ નજર સામે હોવી જોઇએ. આ ઢબે આપણાં ઇતિહાસનાં પુસ્તકો સુધરશે નહિ ત્યાંસુધી આપણું અજ્ઞાન દૂર થવાની કોઈ વકી નથી.

આ ખૂનખાર પ્રસંગ વિષે અંગ્રેજી પુસ્તકો ઘણાં છે, અને તે બેઉ બાજુને ઓછીવત્તી રજૂ કરે છે પરંતુ જે નર્યાં એકતરફી છે તેમનો ફેલાવો ઘણો છે; અને એથી ઊલટું, જે હિન્દી બાજુની કાંઇક રજૂઆત કરે છે તેને પ્રમાણમાં ઘણી જ ઓછી જાહેરાત મળી છે. દા. ત. ફ્રિશેટનું 'ધી ટેલ ઓફ ધી ગ્રેટ મ્યુટીની' (મહાન બળવાની વાત). એડવર્ડ થોમસન આ 'મહાન બળવાની વાત' વિષે કહે છે. "રેવરંડ ફ્રિશેટ (એલ. એલ. ડી.)ના પુસ્તક જેટલું ધિક્કારપાત્ર બીજું એકે પુસ્તક બળવા ઉપર કદાચ નહિ હોય. પણ તેનું વેચાણ અને અસર

પાર વગરનાં થયાં છે !" અને સામેથી થોમસનનું 'ઢાલની બીજી બાજુ' પુસ્તક વીસેક વર્ષ પર બહાર પડ્યું છે, પણ ફિશેટના પુસ્તક જેટલું તે જાણીતું નથી થયું.

હવે નાનાના સમકાલીન પેલા અંગ્રેજો વિષે અંગ્રેજ લેખકોનાં લખાણમાંથી મળતી બીના ટૂંકમાં જોઇએ.

અલ્હાબાદના પોતાના એક દિવસના કામનું વર્ણન કરતાં એક અમલદાર આમ લખે છે:

"એક સહેલમાં મને અદ્ભુત આનંદ થયો. અમે એક તોપ લઇને સ્ટીમરમાં બેઠા. શીખ અને ગોરા સિપાઇઓ શહેર તરફ ધસ્યા. અમારી સ્ટીમર ઉપરવાસ જતી હતી અને અમો ડાબી અને જમણી બાજુ તોપના ગોળા ચલાવતા હતા. જતાં જતાં અમો છેક ખરાબ ગામોમાં પહોંચ્યા. અમે કિનારે જઇને બંદૂકની ગોળીઓ વરસાવવા માંડી. મારી જૂની બેનાળી બંદૂકે કેટલાયે કાળિયાઓને સુવાડી દીધા. મને વેર વાળવાની એવી તો ચળ જાગી હતી ! અમે બંને બાજુનાં ગામોને આગ લગાડવી શરૂ કરી. જ્વાળાઓ આકાશ સુધી ઊંચી ચડતી ચડતી ચારે કોર ફેલાઇ ગઈ. પવન તેની મદદે આવ્યો. દગલબાજ બદમાસો ઉપર વેર વાળવાનો દિવસ આવી પહોંચ્યો એમ સ્પષ્ટ લાગતું હતું. દરરોજ અમે બળવાખોર ગામોને બાળવા અને નાશ કરવાને નીકળી પડતા, અને અમે વેર વાળ્યું છે. × × × લોકોના પ્રાણ અમારા હાથમાં છે. અને હું તમને ખાત્રી આપું છું કે અમો કોઈને પણ છોડતા નથી. × × × ગુનેગારને એક ગાડી ઉપર બેસાડી કોઈ ઝાડ નીચે લઈ જવામાં આવે છે. તેના 'ગળામાં દોરડાનો ફાંસો નાંખવામાં આવે છે. પછી ગાડી ખસેડી લેવામાં આવે છે, અને તે લટકતો રહી જાય છે." (Charles Ball's Indian Mutiny Vol. (i) p. 257).

સર જ્યોર્જ કેમ્પબેલ લખે છે:

"અને હું જાણું છું કે, અલ્હાબાદમાં બહુ જ ભયંકર કત્લેઆમ ચલાવવામાં આવી હતી...**અને ત્યાર બાદ નીલે કત્લેઆમથી પણ ભયંકર વસ્તુઓ કરી. તેણે લોકોને જાણીબૂજીને એવા પ્રકારની યાતનાઓ આપીને માર્યા કે જેવી યાતનાઓ હિન્દીઓએ કદી પણ આપ્યાનો પુરાવો મળતો નથી."**

Sir George Campbell, Provincial Civil Commissioner in the Mutiny, as quoted in the 'Other Side of the medal' p. 81.

જ્યારે નીલ કાનપુર આવ્યો ત્યારે ગોરા અને શીખ સિપાઇઓ લૂંટ કરવામાં મગ્ન હતા. આ બાબતમાં તે પોતે લખે છે:

"મેં અહીં પગ મૂક્યો ત્યારથી શાન્તિ સ્થાપવા માટે ખૂબ પરિશ્રમ કરવો પડે છે. હું આવ્યો ત્યારે સઘળા લૂંટ કરવામાં મશગૂલ હતા. મેં શાન્તિ સ્થાપવા નિયમો ઘડયા અને તેનો અમલ સખતાઈથી કરવા માંડયો. સૈનિકોનું વર્તન બિલકુલ નિર્લજ્જ હતું. બંડખોર પકડાય કે તરત જ અમે તેનો નિકાલ કરી દેતા. તે પોતાના બચાવમાં સંતોષકારક પ્રમાણ આપી શકે નહિ તો તરત જ તેને ફાંસીએ લટકાવી દેવામાં આવતો. જે જગાએ સ્ત્રીઓ તથા બાળકોની કતલ કરવામાં આવેલી તે ઘરના (બીબીઘર) ભોંયતળિયા ઉપર હજુ બે ઇંચ જાડો લોહીનો થર જામી રહ્યો છે. આ જગાનો એક ભાગ મેં ખાસ બંડખોરો પાસે સાફ કરાવ્યો. લોહીનો સ્પર્શ કરવો એ ઉચ્ચ શ્રેણીના હિન્દુઓ માટે અતિશય ખરાબ કામ ગણાય છે. તેઓના મત મુજબ આવું કાર્ય કરવાથી આત્મા અનંતકાળ સુધી કષ્ટ ભોગવે છે. તેઓ ગમે તે ધારતા હોય પણ આવી સજાઓ વડે એ લોકોને શંકાશીલ બનાવવા એ મારો ખાસ ઉદ્દેશ છે."

નિકલસન વિષે એમ કહેવાય છે કે, બળવાખોરોને ઝડપી ફાંસી દઈ ઝટ જીવ જાય તે એને ગમતું ન હતું. તે એવો કાયદો ઘડાવવાની તરફદારી કરતો હતો કે, આ લોકને રિબાવી રિબાવીને મારી શક

બીજી ઘણી રીતે અંગ્રેજ લશ્કરના ભૂષણરૂપ .નિકલસન કેવું ક્રૂર અને રિબામણીશૂરું માનસ ધરાવતો હતો તે આમ સ્પષ્ટ થાય છે.

આવું જ માનસ પંજાબવાળા કૂપર સાહેબનું છે. કાનપુરમાં અંગ્રેજ સ્ત્રી બાળકોનાં શબ એક કૂવામાં નાંખવામાં આવેલાં તેનું સફળ વેર વાળી કૂપર સાહેબ બડાશ હાંકતા કે, જેમ એક કૂવો કાનપુરમાં છે તેવો જ અજનાળામાં છે. લગભગ ત્રણસો (શરણે આવેલા) સૈનિકોને કૂતરાને મોતે મારી આ ગામના કૂવામાં ફેંકી દેવામાં આવેલા.

થોમસન અને ગેરેટ જેવા આધુનિક ઇતિહાસકારો કાનપુરની બીબીઘરની હત્યા માટે બનારસ અને અલ્હાબાદની નીલની વર્તણૂકને કારણભૂત માને છે. એટલે કે, તે કૃત્ય, ઉપરનાં વર્ણનોમાં જણાય છે તેવું ઠંડે પેટે ગણતરીભેર કરાયું નહોતું.

વળી કેટલાક ઇતિહાસકારોના મત મુજબ નાનાસાહેબે સ્ત્રી બાળકોની સ્વેચ્છાથી કતલ કરાવ્યાનું જણાતું નથી. તાત્યાટોપે, આઝીમઉલ્લા, અથવા સૈનિકોના ઉશ્કેરાટ આગળ નાનાસાહેબ લાચાર હશે એમ માનવાને ઘણું કારણ છે.

આ પ્રમાણે 'બળવા' સામેના કેટલાક મુખ્ય અંગ્રેજોની વર્તણૂક વિષે જાણવા મળે છે.

જનરલ નીલનું સ્મારક મદ્રાસમાં તેનું બાવલું બેસાડીને કરવામાં આવેલું. અત્યારે તે બાવલાને લોકલાગણીને માન આપી સંગ્રહસ્થાનમાં ખસેડવામાં આવ્યું છે.

ઉપર વર્ણવ્યાં તેવાં કેટલાંયે વર્ણનો અંગ્રેજી પુસ્તકોમાંથી જ સાંપડે છે. આવા ક્રૂર અત્યાચારોનાં વર્ણનો વાંચતાં ચિત્ત સ્તબ્ધ બની જાય છે અને વિચાર આવે છેઃ "આ તે સંસ્કૃતિની ભરતી કે ઓટ!" આપણે વિકાસ સાધી રહ્યા છીએ કે વિનાશ તરફ ધસી રહ્યા છીએ એ પ્રશ્ન મૂંઝવે છે.

સ્વ. રમેશચંદ્ર દત્તે વરસો ઉપર લખેલું કે, આવા દાખલા વિદ્યાર્થીઓનાં પાઠ્ય પુસ્તકોમાં ન રાખવા ઘટે. આ સલાહ તદ્દન વાજબી

હતી. પણ તેનું એકપક્ષી પાલન કરવામાં આવ્યું અને હિન્દનાં સ્ત્રી-પુરુષોને તેમના ભાવિના નિર્માણકાળમાં અંધારામાં રાખવામાં આવ્યાં.

આથી ઊલટું એકતરફી અને હિન્દ વિરુદ્ધ પ્રચાર કરતા ઇતિહાસગ્રંથો વાંચી અંગ્રેજ યુવકો પૂર્વગ્રહ લઇને અહીં આવવા લાગ્યા અને તેનો બીજી વાર મોટા પાયા ઉપર સર્વ સામાન્ય અનુભવ હિન્દીઓને ૧૯૧૯ ના જલિયાનવાલા બાગના અત્યાચારો વખતે થયો. પંજાબનો હત્યાકાંડ લગભગ ૧૮૫૭ ના પ્રસંગોનું પુનરાવર્તન હતું.

૧૯૩૦–૩૨ અને ૧૯૪૨ ની સાલે હિન્દીઓની ઊંઘ ઉરાડી દીધી અને 'હિન્દ છોડી ચાલ્યા જાવ'નો પ્રચંડ ઘોષ શરૂ થયો. આ બધીયે હિલચાલોએ ૧૮૫૭ ની યાદી તાજી કરી છે અને કેટલાક કિસ્સાઓમાં આધુનિક હત્યા અને અત્યાચારોએ માઝા મૂકી છે.

ચીમુર પ્રકરણમાં પ્રો. ભણસાળીને ઉપવાસ કરવા પડેલા તે સર્વવિદિત છે. બંગાળામાં મિદનાપુર જિલ્લામાં સ્ત્રીઓની લાજ લૂંટાયાના દાખલા પુરાવા સાથે રજૂ થયા છે; અને આ સિવાય બીજા ઘણા દાખલા બન્યા હોવાનો સંભવ છે. છેલ્લે છેલ્લે ચાલુ સાલમાં એટલે ૧૯૪૬ માં સિવિલ પાયોનીઅર કોરે ચિતાગોંગ–ચટગાંવ–જિલ્લાના એક ગામમાં ઘરો બાળ્યાના, મિલકતો લૂટયાના, સ્ત્રીઓને ભ્રષ્ટ કર્યાના દાખલા તાજા છે, અને આમાંથી એક્કે કિસ્સામાં સરકારે કોઈ પણ પ્રકારની તપાસ કરવાની મનોવૃત્તિ દર્શાવી નથી.

આ બધું વિચારતાં અંગ્રેજો કયે મોંયે નાનાસાહેબને લોહીતરસ્યો કહેવાની ધૃષ્ટતા કરી શકે ?

આ આખાયે પ્રકરણનો સળંગ આધુનિક સમય સુધી વિચાર કરતાં એક જ પ્રબળ સૂર જણાય છે કે, વેરથી વેર શમતાં નથી; એનો રસ્તો ક્રાઇસ્ટના, આ લેખના મથાળે ટાંકેલા વાક્યમાં કહેલો છે તે જ છે. પરંતુ સામ્રાજ્યલોભી ઈસુખ્રિસ્તના ઉપાસકોએ આ રસ્તો ક્યારે પણ લીધો નથી.

ગાંધીજીએ આ રસ્તાનો સામુદાયિક પ્રયોગ આફ્રિકામાં કર્યા

બાદ હિન્દ આવી તે ધોરી માર્ગે જવા આપણને હાકલ કરી નિઃસત્ત્વ પ્રજામાં પ્રાણ પૂર્યા છે.

"ભૂલી જાવ અને માફ કરો" આ સૂત્ર સ્વ. રમેશચંદ્ર દત્તે અમલમાં મૂકવા કહ્યા બાદ આજ સુધી કેટલાક એ સૂત્રનો સમજ્યા વિના જ ઘોષ અને પ્રતિઘોષ કરવા માંડે છે. ગાંધીજી આ વર્ગમાં નથી. ઇતિહાસના અભ્યાસ બાદ તેમણે હિન્દી માનસ, પરિસ્થિતિ અને હકીકતનું કરેલું નિદાન અચૂક નીવડ્યું છે તેમાં કાંઈ શંકા નથી. આમ છતાં ગાંધીજીની અહિંસક વિચારસરણીએ ભણેલા તેમજ અભણ વર્ગમાં દ્વિધાવૃત્તિ ઉત્પન્ન કરી છે. આ બાબત વિચારી પ્રકરણ પૂરું કરીએ.

ગાંધીજી અને સરકાર વચ્ચે ૧૯૪૨–૪૩ માં જે પત્રવ્યવહાર ચાલેલો તે પુસ્તક Correspondence with Mr. Gandhi નામે બહાર પડ્યું છે, તેમાં ૫૦ મા પાન ઉપર ચોથા સવાલના જવાબમાં ગાંધીજી કહે છે: "We assume their or rather British honesty. It would be not a matter of dislodging them, it is one of their fulfilling their plighted word. If they commit breach of faith, we must have strength enough non violent or violent to enforce fulfillment."

ગાંધીજી પહેલા વાક્યમાં એમ માનતા જણાય છે કે, આપેલાં વચનો પાળવામાં બ્રિટિશ રાજપુરુષો શૂરા હોય છે; પણ બીજા જ વાક્યનું 'જો' ભયંકર સંદેહ સતેજ કરે છે અને ગાંધીજી સીધી વાણીમાં સ્પષ્ટ રીતે કહે છેઃ

"તેમની, અથવા ખરું જોતાં બ્રિટિશ લોકોની પ્રામાણિકતા આપણે માની લઈએ છીએ. એમને ખસેડવાની વાત નહિ હોય; તેમનાં આપેલાં વચનનું પાલન કરવાની એ વાત છે. તેઓ જો એમાં વિશ્વાસઘાત કરે, તો પૂરતું અહિંસક કે હિંસક બળ આપણી પાસે હોવું જોઈએ, કે જેને જોરે આપણે તેમની પાસે વચન પળાવી શકીએ."

હિંસા–અહિંસાના પ્રશ્નની તાત્ત્વિક ચર્ચા કરનારાઓને આનાથી વધુ સ્પષ્ટ કયો જવાબ હોઈ શકે ?

---

# ૪ આટલું તો જાણજો

## ૧. ’૫૭ની ખુવારી

તાજેતરમાં શ્રી અશોક મહેતાએ બળવા ઉપર લખેલા નાના પુસ્તકમાં જણાવ્યું છે કે, બળવાને અંતે એક લાખથી વધુ સિપાઇઓ ખતમ થઈ ગયાનું જણાયું છે. એકંદરે બે લાખ હિંદીઓએ માતૃભૂમિની સ્વતંત્રતા મેળવવા જીવ આપ્યો હતો.

શ્રી મહેતા વધુમાં જણાવે છે કે, એક લાખ ચોરસ માઈલનો પ્રદેશ આંચકી લેવામાં આવ્યો હતો. આ પ્રદેશની વસ્તી ત્રણ કરોડ અને એંશી લાખની એટલે લગભગ ઇટલી જેટલી થાય. બળવા સમયે હિન્દની વસ્તી આશરે પંદર કરોડની ગણાતી.

વળી બળવો શમાવવામાં આસરે ચાળીસ કરોડ રૂપિયાનું ખર્ચ થયેલું જણાય છે. આ બધોયે બોજો હિન્દ ઉપર લદાયો.

આ તો ભૌતિક ખુવારી થઈ; પણ બળવાના સીધા પરિણામરૂપે જે માનસિક આઘાત, અસંતોષ અને દ્વેષનાં બીજ વવાયાં તેનો ફાલ દાયકે દાયકે હિંદ તેમજ બ્રિટનને મળ્યો છે એ ઇતિહાસપ્રસિદ્ધ છે. અંગ્રેજ માનસ ઉપર હિંદમાં હાકેમી કરવાથી ખરાબ અસર થઈ એમ અંગ્રેજ લેખકો કબૂલ કરે છે. ‘ભાગલા પાડો અને રાજ કરો’ એ પુરાણી નીતિનો હિંદુ મુસ્લીમ ઐક્ય તોડવામાં કેવો ઉપયોગ થયો છે તે વિચારીએ.

## ૨. હિંદુ-મુસ્લીમ ઐક્ય;

’૫૭ ની સાલમાં અને તે અગાઉ ૧૮૦૬ ના વેલોરના બંડ સમયે આવું ઐક્ય નીરખી અંગ્રેજોએ પોતાને અનુકૂળ બોધપાઠ તારવી લીધો એ કે અને મેલેસન વાંચતાં સ્પષ્ટ જણાય છે. આ ઇતિહાસના પહેલા ભાગમાં પાન ૧૫૯ ઉપર નીચેનો વિચાર દર્શાવ્યો છે; હિંદુ અને મુસલમાનનું થોડા પ્રમાણમાં પણ સામાજિક ઐક્ય થઈ શકે પણ

હિંદુ અને ખ્રિસ્તીનું થઈ શકે નહિ. હિંદુ મુસલમાનનું ઐક્ય પણ અધૂરું છે, અને આ અધૂરા ઐક્યમાં આપણી સુરક્ષિતતાની ચાવી છે. આ સુરક્ષિતતા પણ અપૂર્ણ છે, કારણ કે, બંને કોમો વચ્ચેનું સામ્ય તેમની નજરે પડતાં તેઓ મતભેદો ભૂલી જઈ એક થઈ જવાનો સંભવ છે.

Kaye's and Mallesons' History of Indian Mutiny of 1857–58 Vol. I. cabinet (1888).

તા. ૧ લી મે ૧૮૫૭ના રોજ લોર્ડ કેનિંગ ઉપર સર હેન્રી લોરેન્સ લખે છે: "બંને કોમો વચ્ચેની જુદાઈ હું જોતો રહીશ."

આમ છતાં હિંદુ મુસલમાન વચ્ચે વૈમનસ્ય પેદા કરી શકાયું નહિ, એટલું જ નહિ પણ બન્ને કોમો વધુ નિકટ આવી. દિલ્હીના મુસલમાન બાદશાહે રાજાઓને (જયપુર, જોધપુર, બિકાનેર, અલ્વર વગેરેને) નીચેની મતલબનો કાગળ લખેલો:

"મારી એવી તીવ્ર ઇચ્છા છે કે, હરકોઈ ભોગે અને ઉપાયથી ફિરંગીઓને હિંદમાંથી હાંકી કાઢવા. મારી હાર્દિક ઇચ્છા છે કે હિંદ સ્વતંત્ર થાય. જો આખાયે સંગ્રામનો ભાર વહી શકે, અને બધાંયે બળોને એકત્ર કરી સંગ્રામની ધુરા વહે એવો સમર્થ પુરુષ આપણે નીપજાવી નહિ શકીએ તો શરૂ કરેલા સ્વાતંત્ર્ય સંગ્રામમાં આપણે ફાવીશું નહિ. અંગ્રેજોને હાંકી કાઢ્યા બાદ મારો સ્વાર્થ સાધવા મારે રાજ્ય કરવું નથી. તમે સર્વે રાજાઓ શત્રુને હાંકી કાઢવા તમારી તલવારો ખેંચશો તો હું મારી બાદશાહી ત્યાગી સમૂહતંત્રને સોંપવા રાજી છું."

1857. The Great Rebellion by Ashoka Mehta p. 43.

હિંદુઓ તરફથી નાનાસાહેબે પણ બાદશાહનું સાર્વભૌમત્વ સ્વીકારી પોતાના ભગવા ઝંડા સાથે મુસલમાનોનો અર્ધચન્દ્રાકાર ઝંડો ફરકાવ્યો હતો, અને તેનો મુખ્ય સલાહકાર મુસલમાન અજીમુલ્લાખાન હતો.

આમ સ્વાતંત્ર્યસિદ્ધિ અર્થે હિંદુ મુસલમાન બંનેનું લોહી એક જ ધ્યેયને માટે વહેવા લાગ્યું અને આ બે કોમો વચ્ચે અંગ્રેજો વિખવાદ પેદા કરી શક્યા નહિ. આમ છતાં આવું ઉત્કૃષ્ટ પ્રકારનું ઐક્ય નીહાળી અંગ્રેજો '૫૭ની સાલ બાદ સાવધ બન્યા અને ચેતી જઈ પોતાના સામ્રાજ્યના લાભાર્થે જરૂરી બોધપાઠ તારવી શક્યા. કમનસીબ હિંદીઓ ઐતિહાસિક સત્યોથી વંચિત રહી અંગ્રેજોની ભેદનીતિના ભક્ષ્ય બન્યા. 'ભાગલા પાડો અને રાજ કરો'નું પુરાણું નીતિસૂત્ર અમલમાં આવ્યું અને હિન્દીઓની સ્થિતિ માંકડા પાસે ન્યાય કરાવવા ગયેલી બે બિલાડીઓ જેવી થઈ. છેલ્લા સો વરસ ઉપરાંતની ભેદનીતિનાં પરિણામ આજ આપણે હિન્દમાં ઠેર ઠેર જોઈ રહ્યા છીએ. આમાંથી ઊગરી જવાનો કાંઈ ઉપાય?

## ૧. બળવાનાં કારણો :

હિન્દના ઇતિહાસમાં એમ શીખવવામાં આવતું કે, ૧૮૫૭નો બળવો ચરબીવાળા કારતૂસોને લીધે અને તાર ટપાલ વગેરે સુધારાઓ બાબત હિન્દીઓની વહેમભરી દૃષ્ટિને લીધે થયો. શરૂઆતમાં કારતૂસોની બનાવટમાં ચરબીનો વપરાશ થયો હોવાનું ઈન્કાર કરવામાં આવેલું, પણ પછીથી હિન્દી સરકારના કાગળો તપાસતાં એમ સિદ્ધ થયું કે, કારતૂસની બનાવટમાં વપરાતો ચીકણો પદાર્થ ગાયની અને સૂવરની ચરબી મેળવીને બનાવાતો આવી કબૂલાત લગભગ અર્ધા સૈકા ઉપર કરવામાં આવેલી, પણ આપણાં પાઠ્ય પુસ્તકોમાં આ હકીકત સરળ અને સ્પષ્ટ સ્વરૂપમાં આવતાં ઘણો સમય લાગ્યો. અંગ્રેજ ઇતિહાસકાર કે લખે છે :

"એ વાતમાં તો કાંઈ શંકા જ નથી કે, એ ચીકણો પદાર્થ બનાવવામાં થોડી ગાયની ચરબીનો ઉપયોગ કરવામાં આવ્યો હતો." (Kaye's Indian Mutiny Vol. p. 381).

લોર્ડ રોબર્ટ્સ બળવા વખતે હિન્દમાં હાજર હતો. તેણે લખ્યું છે: "મિ. ફોરેસ્ટે હિન્દી સરકારના કાગળો તપાસ્યા છે અને તે

પરથી સાબિત થાય છે કે, કારતૂસ બનાવવામાં જે ચીકણો પદાર્થ વપરાતો હતો તે બન્ને નિષિદ્ધ પદાર્થો–ગાયની અને સૂવરની ચરબી મેળવીને બનાવવામાં આવતો હતો, અને આ કારતૂસો બનાવવામાં સિપાઇઓની ધાર્મિક ભાવનાની એટલી તો અવગણના કરવામાં આવતી હતી કે માની પણ ન શકાય." ( Forty one years in India by Lord Robrts p. 431 )

આ વિષે પ્રસિદ્ધ ઇતિહાસકાર લેકી લખે છે :

"સિપાઇઓની માન્યતા પૂર્ણપણે સાચી હતી એ ભયંકર અને શરમભરેલી હકીકત છે. એ બનાવ ઉપર નજર કરતાં અંગ્રેજોએ શરમ સાથે સ્વીકારવું જોઇએ કે, વિપ્લવ કરવો એ જો ન્યાય્ય હોય તો આ સિપાઇઓને વિપ્લવ કરવાને જેટલાં ન્યાય્ય કારણો હતાં તેથી વધુ ભાગ્યે જ હોઈ શકે." ( The map of life by W. E. Lecky pp. 103–104 )

**૨. ચરબીવાળાં કારતૂસોની પાછળ કયી ભાવના હતી ?**

આ પ્રશ્ન પરત્વે જસ્ટિસ મેક્કાર્થી લખે છે :

"સાચી વાત તો એ છે કે, ઉત્તર અને વાયવ્ય હિન્દમાં ઘણે ભાગે અંગ્રેજ સત્તાની વિરુદ્ધ દેશી કોમોએ બળવો કર્યો હતો.... ચરબીવાળાં કારતૂસોનો ઝગડો તો એ સ્ફોટક પદાર્થ ઉપર અકસ્માત આવી પડેલો તણખો હતો....એ તો એક રાષ્ટ્રીય અને ધાર્મિક યુદ્ધ હતું." (History of our own Times by Justice Mac-carthy) Vol. III

વળી એક બીજો ઇતિહાસકાર લખે છે :

"પણ વસ્તુતઃ ચરબીવાળાં કારતૂસે જુદાં જુદાં અનેક કારણોને લીધે લાંબા કાળથી જે સુરંગ તૈયાર થઈ રહી હતી તેને સળગાવનાર દીવાસળીનું કામ કર્યું હતું." ( Medley's, A year's compaign in India from March 1857 to March 1858 )

ઉપરના ઉતારાઓ સ્પષ્ટ છે અને અંગ્રેજ ઇતિહાસકારોના પ્રામાણિક અભિપ્રાય પ્રમાણે ગાય અને સૂવરની ચરબીનો ઉપયોગ હિન્દીઓની માન્યતાઓને અવગણીને કર્યાનું જણાય છે.

આમ હિન્દી સૈનિકોમાં લગભગ સૈકા જૂના અસંતોષે જે ઘર ઘાલ્યું હતું તેમાં ચરબીવાળી કારતૂસો બળતા અંગારા સમી આવી પડી અને બળવાનો સંદેશ ઠેરઠેર પહોંચી ગયો.

પણ આટલી જ હકીકત ઉપરથી બળવાનાં કારણોની બાબતમાં બિલકુલ અયોગ્ય ઝોક શરૂઆતથી જ લોર્ડ લોરેન્સે આપેલો છે. બળવાના સમયમાં ભવિષ્યના હિન્દના હાકેમ લોરેન્સ સાહેબ પંજાબના ચીફ કમિશ્નર હતા. તેમણે બળવાનું મૂળ ચરબીવાળી કારતૂસોમાં જ જોયું છે, અને આ કારણથી તે સમયના રાજપુરુષોને તેમના ભાવિના નિર્માણકાળમાં અંધારામાં રાખવામાં આવ્યાં. આમ છતાં કે અને મેલેસને લોરેન્સ સાહેબે ઉત્પન્ન કરેલા વિચારનો ભ્રમ સીધી, સાદી અને તલસ્પર્શી ભાષામાં ભાંગી નાંખ્યો અને જવાબ વાળતાં બે જ શબ્દોમાં બળવાનાં કારણોને સમાવી દીધા : મેલેસન લખે છે :

**૩. બળવાનું સાચું કારણ :**

"બળવાનું સાચું કારણ બે જ શબ્દોથી આપી દેવાય–વિશ્વાસની ખોટાઈ ( Bad Faith )–બેઈમાની. આપણા સિપાઇઓના મનમાં વહેમ ઊઠ્યો તેમાં આપણી બેઈમાની હતી. હિન્દુ રાજાનો દત્તક વિધાનનો જરૂરી જે ધાર્મિક વિધિ તેનો આપણે કરેલો ઇન્કાર; અવધ, સાગર અને નર્મદાના પ્રદેશ તથા બુંદેલખંડમાં, ત્યાંના લોકોને સાવ અપરિચિત એવાં જટિલ ધારાધોરણો તળે સમસ્ત પ્રજાને આપણે ઓચિંતી લાવી દીધી તે; દેશીઓને મન કાયદા કરતાં વધારે પવિત્ર એવા એમના જે રીતરિવાજો તેમાં...આપણે પાડેલાં ગાબડાં—આ બધાથી મોટા જમીનદારો અને ગામડાંની પ્રજા અંગ્રેજ રાજ સામે ઉશ્કેરાઈ ઊઠી." ( Histroy of Indian Mutiny by Malleson Vol. III pp. 472–73 published in 1880.)

સફળ સંગઠન હિન્દીઓથી સાધી શકાયું નહિ; માત્ર કેટલીક આગળ પડતી વ્યક્તિઓએ સ્વાર્થ ખાતર જ બળવામાં ભાગ લીધેલો.

ફિશેટ સાહેબની "મહાન બળવાની વાત" માં જેમ સત્ય અને અર્ધસત્યોનું મિશ્રણ કરવામાં આવ્યું છે તેવું જ ઉપરના રાઇસ હોલ્મ્સના અભિપ્રાય વિષે પણ છે.* પણ આ ઝીણવટભરી ચર્ચામાં ન ઊતરતાં હિન્દી સિપાઇઓમાં છેક ૧૭૬૪ થી કેવો ઉગ્ર અસંતોષ ચાલુ હતો તે કંઇક લંબાણથી વિચારીએ.



* આમ છતાં એક જ પુસ્તક અંગ્રેજીમાં વાંચવું હોય તો આ પુસ્તક વાંચવા જેવું છે.

# ખંડ ૨

## હિન્દી સિપાઇઓમાં અસંતોષની જ્વાળા

### ૧. ભૂમિકા

આઝાદ ફોજનાં સંગઠન તથા વ્યવસ્થાની હકીકત વાંચતાં આપણામાંના કેટલાકને અતિશયોક્તિનો ભાસ થતો હશે. પણ હિન્દી સિપાઇઓનો ભૂતકાળનો ઇતિહાસ તપાસતાં દીવા જેવું સ્પષ્ટ થશે કે, આ વર્ગે–ભલે તે સ્વાર્થવૃત્તિથી પ્રેરાયો હોય તો પણ–દેશની મહામૂલી સેવા બજાવી છે.

નૌકાસૈન્ય તેમજ બીજે સરકાર જેને બળવો કહે છે અને આપણે જેને અસંતોષ કહીએ છીએ, તેનું વ્યક્ત અને સમર્થ સ્વરૂપ આપણે તાજેતરમાં જ નીહાળ્યું છે. આવાં સ્પષ્ટ ચિહ્નોનો બોધપાઠ પ્રજાએ અચૂક લેવો જોઇએ; કારણ કે આઝાદીની આગેકૂચ આ બોધપાઠ તારવી વ્યવસ્થા અને શિસ્ત ઉપજાવવામાં સમાયેલી છે.

૧૮૫૭ની સાલમાં પણ આવા પ્રકારના અસંતોષે તેના ઉગ્ર સ્વરૂપમાં દેખા દીધી હતી. રાજવીઓ, ધર્મગુરુઓ, સિપાઇઓ અને પ્રજાજનોમાં પચાસ વરસ ઉપરાંતથી જે અગ્નિ ધૂમાયા કરતો હતો તે એકાએક '૫૭ની સાલમાં જ્વાળામુખીની માફક ભભૂકી ઊઠયો અને તેમાં હિંદી સિપાઇઓએ મહત્ત્વનો ફાળો નોંધાવ્યો. આવા ભૂતકાળના કે વર્તમાનકાળના મહાન અને સૂચક બનાવો વિષે આપણે વિસ્મય પામી અહોભાવ બતાવી આપણા સામાન્ય કામકાજમાં રચ્યાપચ્યા રહીએ છીએ, પણ દેશના ભલાની દૃષ્ટિએ આવું વર્તન ઠીક નથી. મહાન હિલચાલો અને બનાવોની પાર્શ્વભૂમિકા નાગરિકો વિચારતા ન રહે તો વર્તમાનકાળને જ વધુ પડતું મહત્ત્વ આપી થીંગડાં મારવાની વૃત્તિ ચાલુ થઈ જાય.

હિંદી સિપાઇઓનો ઇતિહાસ શરૂઆતથી વિચારતાં, તેમણે આપેલા ભોગ તથા ખમેલાં દુઃખો જોતાં તેમની મામૂલી માગણીઓનો

પણ સરકારે અસ્વીકાર કરી કેવી ભયંકર ખૂનરેજી વહોરી લીધી તે સ્પષ્ટ થશે :

અંગ્રેજો બડાઈ હાંક્યા કરે છે કે, અમે હિંદને તરવારથી જીત્યું છે અને તરવારથી જ કબજામાં રાખીશું. આ બડાઇમાં ઘણો ઓછો તથ્યાંશ છે. સાચી વાત તો એ છે કે, 'ભાગલા પાડો અને રાજ્ય કરો' એ ભેદનીતિનો આશરો સારા પ્રમાણમાં લેવામાં આવ્યો હતો. નાનાં રજવાડાંઓની માંહ્યોમાંહ્યની લડાઈ, હિંદુ–મુસલમાન વચ્ચેના વૈમનસ્યનો સફળ ઉપયોગ તથા જરૂર પડયે તરવારનો ઉપયોગ કરી અંગ્રેજોએ સત્તા જમાવી. આમાં સાધન તરીકે હિંદી સિપાઇઓનો જ ઉપયોગ કરવામાં આવ્યો.

હિંદી સિપાઇઓની મદદથી એમણે પ્રદેશો કબજે કરવા માંડ્યા. અંગ્રેજોએ એમની તીક્ષ્ણ બુદ્ધિથી પારખી લીધું કે હિંદી સિપાઇઓને તાલીમ આપવામાં આવતાં તે સારું કામ આપી શકે છે. વળી હિંદી સિપાઈ વફાદારી તથા નિમકહલાલી વિષે અંગ્રેજોને હિસાબે ઉપયોગી ખ્યાલો ધરાવતો હોઈ, આ વૃત્તિનો પૂરેપૂરો લાભ અંગ્રેજ વેપારીઓએ લીધો. મૂળ આ વાત ફ્રેન્ચ ગવર્નર દુપ્લેને સૂઝેલી, પણ તેનો સફળ ઉપયોગ કરી લેવામાં અંગ્રેજોએ કમાલ કરી. અંગ્રેજોની એક ખાસિયત છે કે, લીધેલું કામ ખંત અને ચીવટાઇથી પૂરું પાડવું. આ ગુણને આધારે જ તેમનું સામ્રાજ્ય આખીએ પૃથ્વી ઉપર ફેલાયેલું.

હિંદીઓને વિષે શરૂઆતથી જ એવી ગેરસમજ ફેલાવવામાં આવેલી જણાય છે કે, તેમનામાં સ્વદેશાભિમાન જેવી ભાવના નથી. આવી ટીકા કરનારા ભૂલી જાય છે કે વસતિ તેમજ વિસ્તારનો વિચાર કરતાં હિંદ એક ખંડ જેટલો વિશાળ દેશ છે. રશિયા બાદ કરતાં જેટલો વિસ્તાર યુરોપનો બાકી રહે તેટલો હિંદનો છે. આ વસ્તુસ્થિતિમાં દેશ ઉપર થતાં આક્રમણો ધ્યાનમાં રાખી હિંદમાં એક જરૂરી નાગરિકધર્મ અથવા સમાજધર્મ યોજવામાં આવ્યો. આ ધર્મ ઉપર સ્થાનિક અને જાતિય મર્યાદાઓ મૂકવામાં આવી; જો કે

વિશાળ આદર્શને ભૂલી જવાનું કે બેવફા નીવડવાનું કોઈ જગાએ આદેશવામાં આવ્યું નથી. આમ છતાં હિંદમાં કેટલીક વિચિત્રતાઓ અને સંકૂચિતપણાને આપોઆપ પોષણ મળ્યું અને પ્રાદેશિક અને જાતિ વિષયક લાગણીઓ વધુ તીવ્ર બની. મુગલાઇની જાહોજલાલીના કાળમાં હિંદુ અને ઇસ્લામ સંસ્કૃતિનો સમન્વય સાધવા અકબરે પ્રયાસ કર્યો અને કેટલેક અંશે તે સફળ પણ થયો, પરંતુ અકબર પછીના બાદશાહો ને રાહને અનુસર્યા નહિ અને પછી તો મુગલાઇની પડતીના કાળમાં અંગ્રેજ વેપારીઓએ કુનેહથી હિંદ સાથે વેપારી સંબંધો સાધી લીધા.

આમ વેપાર વધતાં વધતાં તેમને પોતાનાં મથકો સુરક્ષિત બનાવવાની જરૂર પડી. વળી યુરોપની બીજી સાહસિક પ્રજાઓની સાથે અંગ્રેજોને ઝગડો થવા લાગ્યો: ખાસ કરીને ફ્રેન્ચોની સાથે. શરૂઆતમાં દક્ષિણ હિંદમાં આ બે પ્રજાઓ આખડી પડી. દીર્ઘદૃષ્ટિ ડુપ્લેને હિંદી સિપાઇઓનો ઉપયોગ કરી લેવાની યુક્તિ સૂઝી ગઈ અને તેનો સફળ ઉપયોગ અંગ્રેજોએ કેવી રીતે કર્યો તે આ લેખમાળામાં વિચારીશું.

**૨. હિંદી સિપાઇઓ :**

૧૭૫૭ની પ્લાસીની લડાઇમાં ક્લાઇવ પાસે ૯૦૦ અંગ્રેજ સિપાઇઓ તથા ૧૨૦૦ મદ્રાસી સિપાઇઓ હતા. આટલા નાના લશ્કરની સહાયથી ક્લાઇવે નવાબનો પરાજય કર્યો હતો. એમ ઇતિહાસ કહે છે. આ હિંદી સિપાઇઓ છેલ્લાં આઠ દસ વરસમાં જ તૈયાર કરવામાં આવ્યા હતા. આવી રીતે સિપાઇઓને તૈયાર કરવાનો અખતરો બંગાળ ઇલાકામાં પણ શરૂ થયો અને ત્યાં પુરબીઆ ભૈયા તથા મુસલમાનોએ સારો સાથ આપ્યો. આ જ પ્રકારે મુંબાઈ ઇલાકામાં પણ દેશી પલટણો ઊભી કરવામાં આવી. આમ આપણા જ દેશવાસીઓની સહાયથી કંપનીનું રાજ્ય સ્થિર બન્યું.

અંગ્રેજ સિપાઇઓની માફક તદ્દન નીચી પાયરીના લોક સિપાઇઓ બન્યા ન હતા. બંગાળમાં તો ઘણા બ્રાહ્મણો જે ૧૮૫૭માં

'પાન્ડે'ને નામે પંકાયા, તે સિપાઇઓ તરીકે ઇમાનદારી અને એકનિષ્ઠાથી સેવા આપી રહ્યા હતા.

'કલકત્તાની કાળી કોટડી'ના સમયમાં મદ્રાસમાં આસરે ૧૦,૦૦૦ સિપાઇઓની ૧૪ પલટણો હતી. આમાંથી બે પલટણો લઈ ક્લાઈવ કલકત્તા જવા નીકળ્યો અને બંગાળમાં દેશી પલટણો ઊભી કરવામાં તેણે પોતાનો ફાળો નોંધાવ્યો. આમ ઊભી કરવામાં આવેલી પલટણોમાંથી એક પલટણે પ્લાસીના યુદ્ધ વખતે મદ્રાસી પલટણોની સહાયમાં ઊભા રહી પોતાનો ફાળો નોંધાવ્યો. ત્યારબાદ આઠ વરસના ગાળામાં એકંદરે ૧૯ પલટણોની રચના કરવામાં આવી. દરેકમાં ૧૦૦૦ સિપાઇઓ હતા. શરૂઆતમાં પલટણ દીઠ ત્રણ અંગ્રેજ ઓફિસરો હતા. પણ સમય જતાં પાંચ કરવામાં આવ્યા. આ સાથે એક દેશી સરદાર તથા દસ સૂબેદાર રહેતા.

આમ બંગાળી સિપાઈ અંગ્રેજ અધિકારીઓના હાથ નીચે તાલીમ મેળવી શિસ્તના પાઠ શીખ્યો. સિપાઈ તરીકે તેની ખ્યાતિ ફેલાવા લાગી અને પોતાના માલિકની સેવા વફાદારી તથા નિમકહલાલીથી કરવી એવા વિચારમાં તે કેળવાયો. શરૂઆતમાં સિપાઇના અંગત જીવનમાં બિલકુલ હસ્તક્ષેપ કરવામાં આવતો ન હતો. તેના ખાનગી જીવનની ધાર્મિક તેમજ સામાજિક માન્યતાઓમાં કોઈ પ્રકારના અંતરાયો ન હોવાથી તે સંતોષી જીવન ગાળી કંપની–સરકારની સેવામાં જીવન પૂરું કરવામાં અહોભાગ્ય માનવા લાગ્યો એટલું જ નહિ પણ પોતાના પુત્રોને પણ એ જ રાહે જવા પ્રેરવા લાગ્યો. આમ છતાં પોતાના પ્રાથમિક હક્કો જાળવવામાં તે બેદરકાર રહ્યો નથી.

આ બાબતનું પારખું થોડા જ સમયમાં થયું. બંગાળમાં નવી પલટણો રચાયા પછી સાત જ વરસમાં સિપાઇઓમાં તેમના પ્રાથમિક હક્કો વિષેની ચીવટ જણાઈ આવી. એમ કહેવાય છે કે, હિંદીઓને આ ચેપ અંગ્રેજો પાસેથી લાગ્યો. એ ગમે તે હો પણ પોતાના

અધિકાર કે હક્ક માટે પ્રયાસ કરવો તેમાં ગુનો નથી તે સત્યનો પદાર્થપાઠ આ સિપાઇઓએ હિંદી જનતાને આપ્યો.

મિરજાફર તરફથી મળેલી માલમત્તામાંથી અંગ્રેજ સિપાઇઓને હિસ્સો મળતાં વિલંબ થવાથી તે વિફર્યા એટલે તેમની વ્યાજબી માગણીઓ સંતોષવામાં આવી. પણ હિંદી સિપાઇઓને અન્યાય કરવામાં આવ્યો. અંગ્રેજ સિપાઇને ભાગે આ વહેંચણીમાં રૂ. ૪૦) આવ્યા અને હિંદી સિપાઇને હિસ્સે માત્ર રૂ. ૬) નક્કી કરવામાં આવ્યા. આમ છતાં અંગ્રેજોને કંઇક સુબુદ્ધિ પ્રાપ્ત થવાથી રૂ. ૬)ના વધારીને ૨૦) કરવામાં આવ્યા; પણ આ વધારો મેળવવા માટે અંગ્રેજ સિપાઇઓની માફક હિંદી સિપાઇઓને પણ કહેવાતો બળવો કરવો પડેલો. આમ કંઇને કંઈ નિમિત્તે અસંતોષની જ્વાળા ધૂંધવાતી રહેવાથી થોડાક માસમાં એક જૂની પલટણમાં બળવાનાં ચિહ્નો જણાયાં. આ પલટણનાં ચોવીસ સિપાઇઓને લશ્કરી અદાલતે ગુનેગાર ઠરાવી તોપને ગોળે ઉડાડી દેવાનો હુકમ ફરમાવ્યો.

### ૩. પહેલો કારમો અનુભવ

૧૮૫૭ની સાલ આવતા સુધીમાં હિન્દી સિપાઇઓએ ઘણા કપરા હુકમોની બરદાસ્ત ઊઠાવી છે પણ આવો કારમો અનુભવ પહેલો અને છેલ્લો જણાય છે. હિન્દી અને અંગ્રેજ સિપાઇઓ હારબંધ ગોઠવાયા છે. તોપો તૈયાર રાખવામાં આવી છે; ચારે કોર કારમી શાન્તિ વ્યાપી ગઇ છે; કેદીઓને ત્યાં રજૂ કરવામાં આવ્યા છે. આ કારમી સજાનો અમલ કરવાનું હેક્ટર મનરો નામના બંગાળ લશ્કરના વડાને સુપરત કરવામાં આવ્યું હતું. ચોવીસમાંથી ચાર કેદીઓને તોપને મોંએ બાંધી આગળ લાવવાનો હુકમ ફરમાવવામાં આવ્યો. આ હુકમનો અમલ થતો હતો, ચાર સિપાઇઓને તોપને મોંએ બાંધવામાં આવતા હતા એટલામાં ચાર ઊંચા ટુકડીઓના વડા આગળ આવી બોલ્યા: "અમે ટુકડીઓમાં હમેશ મોખરે રહ્યા છીએ માટે તોપને ગોળે મરવાનો અમારો હક્ક પહેલો છે." આ ચારે વીરોની વિનંતી મંજૂર કરવામાં

આવી. અગાઉ જે ચારને બાંધવામાં આવેલા તેમને થોડો સમય મુક્ત કરવામાં આવ્યા અને ઉપર જણાવેલા ચાર ટુકડીઓના વડાને તોપને ગોળે ઉરાડી દેવામાં આવ્યા.

આ ભયંકર દૃશ્ય જોઈ હિન્દી સિપાઇઓનાં દિલ હલી ઊઠયાં. અંગ્રેજ સિપાઇઓ હિન્દીઓને મુકાબલે ઘણા ઓછા હોવાથી અને હિન્દી સિપાઇઓમાં સામે થવાના સ્પષ્ટ ચિહ્નો જણાતાં અંગ્રેજ અને હિન્દી સિપાઈઓની યુક્તિપૂર્વક કવાયત શરૂ કરવામાં આવી અને તેને અન્તે એવી રચના ગોઠવાઈ કે તોપોનો કબજો અંગ્રેજ સિપાઇઓ પાસે રહ્યો અને હિન્દી સિપાઇઓ નિઃશસ્ત્ર બની તોપોની નેમમાં આવી ગયા. આમ તાત્કાલિક ભય દૂર કરી બાકી રહેલાને ક્રમવાર તોપને ગોળે ઠાર કરવામાં આવ્યા. આમ એક જ સ્થળે વીસ જણાની સંસારલીલા ખતમ થઈ ગઇ. અંગ્રેજોની દૃઢતાનો દાખલો બેસાડવા બાકી રહેલા ચાર જણને બીજે મથકે લઈ જઈ ઠાર કરવામાં આવ્યા.

આથી હિન્દી સિપાઈઓ એક પાઠ શીખ્યા કે હિન્દી કે અંગ્રેજ કોઇપણ સિપાઈ બળવો કરે તેના બૂરા હાલ થાય છે અને કાયદાને માન આપી ચાલવાની તેની ફરજ છે. બે વરસ બાદ ૧૭૬૬ ની સાલમાં અંગ્રેજ સૈનિકોમાં જયારે બળવાનાં ચિહ્ન જણાયાં ત્યારે હિન્દીઓની મદદથી આ બળવો દાબી દેવામાં આવ્યો.

ઇતિહાસમાં હેકટર મનરો દયાળુ પુરુષ તરીકે પ્રસિદ્ધિ પામ્યો છે. વ્યક્તિ તરીકે સારો હશે પણ એક તંત્રના પ્રતિનિધિ તરીકે તેનું વ્યક્તિત્વ કયાંયે દૃષ્ટિગોચર થતું નથી. ૧૮૫૭ સુધીના કાળમાં આવા કેટલાયે વ્યક્તિગત દૃષ્ટિએ સારા અમલદારોએ કાળાં અને કારમાં કૃત્યોમ પોતાનો ફાળો નોંધાવ્યો છે. ઇતિહાસ આવી વ્યક્તિઓની સ્તુતિ કરે છે અને સાચા શહીદોને વિસરી જાય છે.

જે ચોવીસ સિપાઇઓને તોપને ગોળે ઉરાડી દેવામાં આવ્યા તે હિન્દની દૃષ્ટિએ સાચા વીર છે. સત્તાની તુમાખી સમક્ષ જેમણે ધૈર્યથી અને શાન્તિપૂર્વક મૃત્યુના મુખમાં હોમાઈ જવાનું પસંદ કર્યું તે જ

હિન્દના ભાગ્યવિધાતાઓ છે. જે ચાર વીર પુરુષો પ્રથમ મરવાનો પોતાનો અધિકાર સિદ્ધ કરવા આગળ આવી ઊભા તેમનું જ્વલંત ઉદાહરણ હિન્દને માટે પદાર્થપાઠ રૂપ બન્યું હતું તેમ પછીના બનાવો સાખ પૂરે છે. હિન્દીઓને શિસ્તનો પાઠ ભણાવવા અંગ્રેજો આતુર હતા તેમણે પોતે જો સાચું નિદાન કરી પોતાની જ સુધારણા કરી હોત તો કેટલી ખૂનરેજી અટકાવી શકાત ? પણ વસ્તુસ્થિતિ ઠોકરો ખવડાવી અનુભવ આપે છે અને આ અનુભવથી જેની સાન ઠેકાણે આવે છે તે જ ટકી રહે છે.

## ૪. વફાદાર સૈનિક

આમ છતાં શરૂઆતમાં હિન્દી સિપાઇઓ પોતાના દેશની આઝાદીના ખ્યાલોમાં રાચવાને બદલે કંપની સરકારનું લૂણ ખાઈ નિમકહલાલી દર્શાવવા લાગ્યા. શરૂઆતનાં વરસોમાં હિન્દીઓએ અંગ્રેજો પાસેથી શિસ્તબદ્ધ બની ઠીક પ્રતિષ્ઠા સંપાદન કરી. કંપની સરકારની નોકરી કરવામાં તે માન અને મોભો માનવા લાગ્યા એટલું જ નહિ પણ પોતાના પુત્ર-પૌત્રોને પણ કંપની સરકારની સેવા કરવા ઉત્તેજવા લાગ્યા. આમ વફાદારીથી પ્રેરાઈ ઉત્તમ પ્રકારની કામગીરી બજાવતા હોવા છતાં થોડા જ સમયમાં તેમની અવદશાનાં બીજ રોપાયાં. દરેક પલટણોમાં અંગ્રેજ અધિકારીઓની સંખ્યા વધારવામાં આવી અને સર્વ સત્તા અંગ્રેજના હાથમાં કેન્દ્રિત કરવાનું ધોરણ સ્વીકારાયું. આથી હિન્દી સૈનિકોની મહત્ત્વાકાંક્ષા ઘવાઈ અને ઘણાને માત્ર સિપાઇગીરી કરી સંતોષ માનવાનું ભાગ આવ્યું.

મદ્રાસ અને મુંબાઈ ઇલાકાને હિસાબે બંગાળમાં હિન્દી સૈનિકો મોટે ભાગે ઊંચ વર્ગના લોકમાંથી આવતા. જાટ, રજપૂત અને બ્રાહ્મણો સારી સંખ્યામાં લશ્કરમાં જોડાયા હતા. વખત જતાં બીજા વર્ગના લોકો પણ દાખલ થયા હતા પણ વધુમતિ ઊંચ વર્ગની રહી હતી. મુંબાઈ અને મદ્રાસના બધીયે જાતના લોકમાંથી ભરતી કરવામાં આવી હતી.

આ વિચિત્ર શંભુમેળામાં અંગ્રેજોને અધિકારી નીમવાથી આફત ઊભી થવાનો સંભવ હતો, પણ તેમ બન્યું નહિ કારણ કે, શરૂઆતના અધિકારીઓ સામાન્ય સિપાઇઓ સાથે છૂટથી હળતામળતા અને તેમનાં સુખદુઃખમાં સાથ આપતા. અંગ્રેજ અધિકારી અને સામાન્ય સૈનિક વચ્ચે એક પ્રકારની આંતરિક ગાંઠ બંધાઈ અને બન્ને પક્ષ પરસ્પરમાં દૃઢ વિશ્વાસ રાખતા બન્યા. આમ શરૂઆતનાં પચાસેક વરસ ઠીક ચાલ્યું, પણ નવી સદીમાં નવીન પ્રકારના વિચારોએ અને અધિકારીઓએ દેખા દેવાથી મૂળનું આંતરિક સંગઠન ઢીલું થઇ વિખવાદ, વિગ્રહ અને વિપ્લવમાં પરિણમ્યું.

વળી દરેક પલટણમાં અંગ્રેજ અધિકારીઓનું પ્રમાણ વધવાથી હિન્દીઓ અપમાનિત બની પાછા પડવા લાગ્યા. નોકરીમાં આગળ વધવાનાં દ્વાર બંધ થઈ ગયાં અને લશ્કરમાં નીચલા થરના લોકની ભરતી થવાથી મહત્ત્વાકાંક્ષી હિન્દીઓ દેશી રાજ્યની નોકરી કરવા લાગ્યા.

આમ કહેવાતા નીચલા થરના લોકની ભરતી થવા છતાં અસંતોષનાં મૂળ નાબૂદ થઈ શકયાં નહિ, કારણ કે, અંગ્રેજો હિન્દીમાનસ અને વર્ણવ્યવસ્થા સમજી શકયા નહિ. જાતિભેદ ન સમજવાથી ભયંકર આફત તેમણે વહોરી લીધી. લડાઇ સમયે બ્રાહ્મણ તેમજ ભંગી ખભેખભો મીલાવી લડતા પણ તેમના આંતરિક વ્યવહારમાં જે પરંપરા પ્રાપ્ત ભેદ હતા તે ભૂંસવા તેઓ સ્વાભાવિક રીતે જ તૈયાર ન હતા.

### ૫. શિસ્તના ખેરખાંઓ :

અઢારમી સદી પૂરી થતામાં અંગ્રેજ અધિકારીઓનાં માનસે પલટો ખાધો. તેઓ લશ્કરની પુનઃરચનામાં રોકાયા. અગાઉના અંગ્રેજો હિન્દી ભાષાઓનું સારું જ્ઞાન ધરાવતા. સિપાઇઓ તરફ જે જાતની સહાનુભૂતિ દર્શાવતા તે સર્વે નવી રચનામાં વિસરાયું. હિન્દી સિપાઇને પલટણમાં ઊંચે પદે ક્રમશઃ વધવાનાં દ્વાર બંધ થયાં અને તેમનાં ખાનગી જીવનમાં શિસ્તને બહાને અંતરાયો ઊભા કરવામાં આવ્યા. લડાઈના સમયમાં શિસ્તનો જે બાહ્ય દેખાવ પૂરતો આચાર વિસરાયો હતો તેનું પાલન કરવામાં અધિકારીઓ વધુ સખત બન્યા.

આવા સુધારા અથવા ફેરફારો મદ્રાસી સિપાઇઓમાં દાખલ કરવામાં આવ્યા. એમને અંગ્રેજી રિવાજ પ્રમાણે સજ્જ કરવામાં આવ્યા અને અંગ્રેજી રિવાજ મુજબ હજામત કરવાનાં ફરમાનો છૂટયાં. પણ વાત આટલેથી અટકી નહિ. કાનનાં કુંડળ અને કપાળનાં તિલક નાબૂદ કરવાના હુકમો છૂટયા. સિપાઇઓ જે જાતની પાઘડી માથે બાંધતા તે બદલી અંગ્રેજી ઢબની ગોળ ટોપી પહેરવાની તેમને ફરજ પાડવામાં આવી. આમ સિપાઇઓની દાઢી સફાચટ કરવાનો રિવાજ દાખલ થયો અને મૂછોની લંબાઈ ઉપર પણ અંકુશ મૂકવામાં આવ્યો. ઉપલક દૃષ્ટિએ નજીવા લાગતા ફેરફારોએ સિપાઇઓને ઉશ્કેરી મૂકયા.

નવા પ્રકારની અંગ્રેજી ઢબની ટોપી વાપરવાનો હુકમ બહાર પડતાં કેટલાયે સિપાઈઓમાં વટાળભય જાગ્રત થયો. તેમનાં તિલક અને કુંડળ ઉપર તરાપ આવતાં તેમની ધાર્મિક લાગણીઓ ઘવાઈ. અંગ્રેજી ઢબની ટોપીઓની બનાવટમાં ગાય અને ડુક્કરના ચામડાનો ઉપયોગ કરવામાં આવ્યો છે એવી વાત ફેલાતાં સિપાઇઓ વ્યગ્ર બની ગયા. હિન્દુ અને મુસલમાન બન્ને ધર્મના સિપાઇઓ અસંતુષ્ટ બન્યા અને કંપની સરકાર સામે ઊકળી ઊઠયા.

મહત્ત્વાકાંક્ષી હિન્દીઓ માટે લશ્કરનાં દ્વાર બંધ થઈ ગયાં હતાં અને વધુમાં હિન્દુ અને મુસલમાન–બન્ને કોમો અસંતોષની જ્વાળામાં ધૂંધવાઈ વધુ નિકટ આવી.

આમ મહાન અકબરના સમય બાદ પહેલી જ વાર હિંદુ–મુસ્લીમ ઐક્ય વધુ સુલભ બન્યું.

પણ અંગ્રેજો ચેતી ગયા અને આ બન્ને કોમો વચ્ચે વિસંવાદ કેમ ઊભો કરવો તેની પેરવીમાં પડી "ભાગલા પાડો અને રાજ્ય કરો" નું પુરાણું નીતિ–સૂત્ર તેમણે છેક પાયામાંથી અમલમાં મૂકવાનું શરૂ કર્યું.

હિન્દના ઇતિહાસની આ કમનસીબી એક સ્વતંત્ર લેખમાળા માગી લે છે એટલે આ બાબતનો માત્ર નિર્દેશ કરી ઇતિહાસ પ્રસિદ્ધ વેલોરના બંડની હકીકત તપાસીએ.

## ૬. વેલ્લોરનું બંડ (૧૮૦૬)

### (૧)

૧૮૦૬ ની વસંતઋતુમાં દક્ષિણ હિંદમાં હિંદુ અને મુસલમાન સિપાઈઓમાં નવા પ્રકારની જાગૃતિ આવી હતી. બાહ્ય શિસ્તના અતિરેકને પરિણામે તેમનામાં આંતરિક ઐક્યે દેખા દીધી હતી. બંને કોમો જાતભાઇઓની માફક એકત્ર થઈ પરદેશીને હાંકી કાઢવાનો મનસૂબો કરી રહી હતી. માનવસમાજમાં કેટલાંક એવાં આંતરિક આંદોલનો હોય છે, જે ઉપલક દૃષ્ટિએ દેખાતાં નથી પણ ભીતરમાં તેની ક્રિયા હમેશાં ચાલુ રહે છે. ભૂગર્ભમાં જેમ લાવા ધીખે છે અને કેટલેક સ્થળે દેખા દઈ જ્વાળામુખીમાં પરિણમે છે તેવું જ કાંઈક આ સાલમાં બન્યું અને ૧૮૫૭ ના ભાવિની આછી રૂપરેખા દોરાઈ.

જનસમાજમાં કેટલીક ભવિષ્યવાણીઓ વહેતી થઈ. સાધુ અને ફકીરો એના સંદેશવાહકો બન્યા. સામાન્ય તમાશગીરોએ પણ આ બધાનો બહોળો ફેલાવો કરવામાં પોતાનો સાથ આપ્યો. ભીંત ઉપર ચિત્રવિચિત્ર લખાણો દેખાવા લાગ્યાં. આ બધાની પાછળ કોનો હાથ હતો તે નક્કી થઈ શક્યું નથી. દક્ષિણ અને કર્ણાટકમાં કંઈક અવનવા બનાવોની હવા જામી ગઈ. તપેલા લોખંડ પર ઘા મારવાનો સમય આવી પહોંચ્યો છે એવી ભાવના સઘળે સ્થળે વ્યાપી ગઈ. સ્વાતંત્ર્યની દેવી વરમાળા લઈ ઊભી અને તે પહેરી લેવા લોકમાનસ ચેતનવંતું બન્યું. આમાં સિપાઇઓએ પણ પોતાની ફરિયાદો તાજી કરી ઉત્સાહપૂર્વક ઝંપલાવ્યું.

સિપાઇઓનાં દિલ હલી ઊઠયાં હતાં, તેમને સર્વેને પાકી ખાત્રી થઈ ગઈ હતી કે, તેમની નોકરીને અંતે તે સૂબેદારની પદવીથી વધુ ઊંચું સ્થાન મેળવી શકવાના નથી. અગાઉના સમયમાં જવાબદારીભરી ઊંચી પદવી દેશી સિપાઇઓ મેળવી શકતા હતા, પણ આ સમય વહી ગયો હતો અને દેશી સિપાઇઓની અવનતિનાં મંડાણ થયાં હતાં. ઊંચી પદવી ધરાવતા હિંદી અધિકારીને એક સામાન્ય અંગ્રેજ સારજન્ટ

હુકમ ફરમાવી શકતો હતો. કવાયત વેળાએ અંગ્રેજોનું હિન્દી ભાષાનું અજ્ઞાન દેખાઈ આવતું પણ દોષ દેશીઓનો જ નીકળતો. કંપની સરકારની નિમકહલાલીથી નોકરી બજાવી વૃદ્ધ થયેલા સિપાઇઓને અંગ્રેજ નવયુવકો જાહેરમાં ગાળોથી નવાજવા લાગ્યા હતા. એક જગાએથી બીજી જગા તરફ કૂચ કરતાં અંગ્રેજ અધિકારીના જેવી સગવડો હિન્દી અધિકારીઓને મળતી નહોતી. દેશી રાજ્યની નોકરીમાં તો વફાદારીભરી સેવા બદલ સિપાઇઓને જમીન જાગીર મળતી પણ કંપની સરકારની નોકરી તદ્દન લૂખી બની હતી. આમ સાચી ખોટી અનેક જાતની ફરિયાદો દેશીઓનાં ચિત્તમાં ડહોળાતી હતી.

આ બધીએ ફરિયાદોની પાછળ ઘણું તથ્ય હતું એમ કે અને મેલેસન કબૂલ કરે છે અને ઉમેરે છે કે, આ ફરિયાદો જૂની અને સ્થાયી બની ગઈ હતીઃ માત્ર આટલાથી બંડ જામે તેમ નહોતું. પણ આ સંભાર ઉપર શિસ્તના ખેરખાંઓની ચિનગારી પડી. પાઘડીને બદલે ગોળ ટોપી દાખલ થઈ, દાઢી મૂછ ઉપર અંકુશો પડ્યા, કાનનાં કુંડળ દૂર કરાયાં, કપાળનાં તિલક ભૂંસી નાંખવાના હુકમો છૂટયા અને સિપાઇઓ એકી સાથે સળગી ઊઠ્યા. દેશીઓના શાન્ત અને સહનશીલ સ્વભાવે સંહારનું વિશ્વરૂપ દેખાડવાનો નિશ્ચય કર્યો. આત્મ-રક્ષણ માટે તેમણે કમર કસી.

વળી મૈસૂરમાં મુસલમાની સત્તા નાશ પામી હતી અને ટીપુ સુલતાનનું રાજ્ય આંચકી લઈ તેના દીકરાઓને વેલોરના કિલ્લામાં આશ્રિત તરીકે રાખવામાં આવ્યા હતા એમના મુસલમાન પરિચારકો એમની પાસે જ રહેતા. પૈસાટકા બાબતમાં તે નિશ્ચિંત હતા પણ તેમનાં દિલ આળસુ કે એશઆરામી જીવનથી કટાઈ ગયાં નહોતાં. પોતાનું રાજ્ય કેમ પાછું મેળવી લેવું તેની પેરવીમાં એ જાગ્રત હતા. એટલે સમયનો ઉપયોગ કરી લેવામાં મોખરે રહી સિપાઇઓનો સાથ મેળવી તેમણે ફિરંગીઓને હાંકી કાઢવાની હામ ભીડી.

૧૮૦૬ ના મે માસના પહેલા અઠવાડીઆમાં લશ્કરના આજુ-ટન્ટ જનરલ એગ્નુને એવી બાતમી મળી ગઈ હતી, કે વેલોરના સિપાઇઓમાં અસંતોષ સારી પેઠે ફેલાઈ ગયો છે. આ ખબર તેણે મદ્રાસી લશ્કરના સેનાપતિ સર જોન ક્રેડોકને પહોંચાડી. મદ્રાસના પરામાં રહેતા સેનાપતિને મળીને બન્ને જણે અસંતોષના સમાચારને યોગ્ય વજૂદ આપી ધીરજથી કામ લેવાનું ઠરાવ્યું. થોડા સમયમાં સેનાપતિએ વેલોરની મુલાકાત લીધી. તેને સ્પષ્ટ જણાયું કે અસંતોષની શરૂઆતમાં જ જરાક કાળજીથી કામ લેવામાં આવ્યું હોત તો વાત વધત નહિ અને સિપાઇઓમાં શાન્તિ સ્થાપી શકાત. આ પરિસ્થિતિમાં બળવાનાં લક્ષણો દર્શાવતી પલટણને મદ્રાસ ખસેડવામાં આવી અને તેમની જગા નવા સૈનિકોએ લીધી. આ ઉપરાંત લશ્કરી અદાલતે બે મોવડીઓને ફટકાની સજા ફરમાવી, આમ અસંતોષનાં બાહ્ય ચિહ્નો દબાવી દેવામાં આવ્યાં પણ આથી સાચી શાંતિ સ્થપાઈ નહિ. બધીયે દેશી ટુકડીઓ અસ્વસ્થ બની હતી અને સરકાર વિરુદ્ધ અસંતોષ અને રોષની જ્વાળામાં જલી રહી હતી.

આ વર્તન ભારે ચેપી નીવડ્યું. કર્ણાટકની બીજી છાવણીઓમાં પણ આ પ્રકારના અસંતોષે દેખા દીધી. આમ છતાં વેલોરની બહારની શાન્તિથી ભૂલાવામાં પડી કોઈ પ્રકારના મૂળભૂત ફેરફારો કરી સિપાઇઓમાં શાન્તિ ફેલાવવાનો પ્રયાસ થયો નહિ. એક ભયંકર વિદ્વેષનું મોજું સર્વત્ર પ્રસરી ગયું અને અધિકારીઓ કાંતો ગાફેલ રહ્યા, સમયનું બળ પારખી શક્યા નહિ અથવા સત્તાના કેફમાં અંધ રહ્યા. એ ગમે તે હો પણ સિપાઇઓ ધર્મભ્રષ્ટ બની જવાના ભયથી ઉશ્કેરાતા ગયા, છાવણીઓમાં મધરાતે સભાઓ ભરાવા લાગી, અને ઉશ્કેરાટની લાગણી વધુ વ્યાપક બની.

વેલોરના સૂચક બનાવથી પણ અધિકારીઓની આંખ ખુલી ન હતી. અંગ્રેજ સિપાઇઓનું પ્રમાણ વધારવાની બાબતમાં કાંઈ પગલાં લેવામાં આવ્યાં ન હતાં. સિપાઇઓ અને ટીપુ સુલતાનના પુત્રો

વચ્ચેનો સંસર્ગ ચાલુ રહેવાથી બળવાની જામગરી તૈયાર હતી, માત્ર તણખો પડવાની વાર હતી. સામાન્ય પ્રજાજનો પણ ગોળ ટોપી દેખાડી બોલતા કે, હવે બધાને ખ્રિસ્તી બનાવી દેવામાં આવશે. આમ વાયુવેગે વાતો ફેલાવા લાગી અને હિંદુ–મુસલમાન બંને વર્ગના સિપાઇઓ ધર્મભયથી પ્રેરાઈ સરકાર સામે ઉઘાડો મોરચો બાંધવા ઉત્સુક બન્યા.

## (૨)

આ સાલના જુલાઈ માસની ૧૦ મી તારીખે ચાર દિવસ વહેલી બંડની શરૂઆત થઈ. બંડની નિયત તારીખ ૧૪ મી ઠરાવવામાં આવી હતી એમ તે સમયના કાગળપત્રો ઉપરથી જણાય છે. બંડને આગલે દિવસે વેલોરમાં અનેક ચિત્રવિચિત્ર માણસોએ દેખા દીધી હતી. હવામાં અધીરાઈ વ્યાપી ગઈ હતી; લોકનો શંભુમેળો ઉન્મત્ત બન્યો હતો; ફિરંગીઓ તરફના ધિક્કારની લાગણી જોર પકડતી હતી અને વ્યક્ત સ્વરૂપ લેવા મથી રહી હતી; એટલામાં કેફી પીણાંની અસરથી એક જમાદાર ઉશ્કેરાઈ જવાથી આ દિને બંડની શરૂઆત થઈ.

તા. ૧૦ મી જુલાઈની રાતે બાર ઉપર બે વાગે અંગ્રેજોના સંહારની શરૂઆત થઈ. ચોકી કરતા સિપાઈઓને ગોળીથી ઠાર કરવામાં આવ્યા. અંગ્રેજ અધિકારીઓ ગાભરા બની જાગી ઊઠી બહાર આવવા લાગ્યા પણ તેમાંના ઘણા સિપાઈઓ ગોળીનો ભોગ બની મરણશરણ થયા. આ કતલમાં ૧૪ અધિકારીઓ અને ૯૯ સિપાઈઓ માર્યા ગયા. આ ઉપરાંત ઘણા સારીપેઠે ઘવાયા હતા.

આ કતલ માત્ર સિપાઈઓમાં ઘર કરી બેઠેલ અસંતોષને આભારી હતી એમ માનવું બરોબર જણાતું નથી. ટીપુના વંશજોએ આ બંડમાં પોતાનો ફાળો સક્રિય રીતે નોંધાવ્યાનું ઇતિહાસમાં સ્પષ્ટ દેખાય છે. બંડખોર સિપાઇઓને ટીપુનો ત્રીજો દીકરો જાતે ઉશ્કેરી રહ્યો હતો. તેણે પોતાને હાથે સિપાઇઓને પાનનાં બીડાં વહેંચ્યાં

હતાં અને રાજપાટ ફરી મેળવી લીધા બાદ સિપાઇઓને યોગ્ય ઈનામ આપવાનું કબૂલ્યું હતું. તેનો નોકર મૈસૂર રાજ્યનો વાઘના નિશાન-વાળો ધ્વજ લઈ 'દીન દીન'ના પોકારો વચ્ચે આવતો દેખાયો હતો. અને આ ધ્વજ મહેલ ઉપર ફરકાવવામાં આવ્યો હતો.

આમ હિંદુ–મુસલમાન એક બની પરદેશી સત્તાને જાકારો દેવા ઊભા થયા ખરા પણ અંત સુધી શિસ્તબદ્ધ વર્તન દાખવી શક્યા નહિ. અંગત સ્વાર્થ આગળ સ્વદેશનું હિત તાકી શક્યા નહિ અને તાત્કાલિક ફાયદાના કામમાં મંડી પડયા; લૂંટફાટમાં પડી ગયા અને સ્વાતંત્ર્યનું ધ્યેય વિસરી બેઠા. આ સિપાઇઓને શિસ્તમાં રાખી શકે તેવો કુશળ નેતા મળી આવ્યો હોત તો કોઈ જુદો જ ઈતિહાસ રચાત. પણ તેમ બન્યું નહિ અને હિન્દીઓ અવનતિ અને અપ-માનના ભાગી બનવા લાગ્યા.

આમ છતાં કતલ અને લૂંટમાં મચી પડેલા સિપાઇઓની માનવતા છેક ઓસરી ગઈ ન હતી. તે ચોખ્ખું જણાય છે, કારણ કે, તેમણે અંગ્રેજ સ્ત્રી–બાળકોની હત્યા કરી નથી. તેમજ સ્ત્રીઓને અપમાનિત પણ કરી નથી. અંગ્રેજોની દષ્ટિએ કારમાં કૃત્યો કરનાર સિપાઇઓમાં પણ કેટલાક અસલ ગુણો આમ દીપી ઊઠે છે, અને આ વાતની સાખ ૧૮૫૭ના બળવામાં પણ મળે છે. ૧૮૫૭માં કોઇપણ અંગ્રેજ સ્ત્રીને બેઇજ્જત કર્યાની વિગતને એકપક્ષી ઇતિહાસકાર પણ ટેકો આપતો નથી.

ટીપુના પુત્રોએ સિપાઇઓની સહાયથી ધ્વજ ફરકાવ્યો ખરો પણ તેમની આશા ધૂળમાં મળી ગઈ, કારણ કે, એ યોજનાપૂર્વક અગમચેતીથી વિચાર અને આચાર કરવામાં નિષ્ણાત ન હતા. જ્યારે કિલ્લામાં કતલ અને લૂંટ ચાલી રહ્યાં હતાં ત્યારે એક અંગ્રેજ સિપાઈ કિલ્લા બહાર પોતાની ફરજ ઉપર હતો. તે સમયનું વહેણ પારખી ગયો અને મળસકાના અંધારામાં આર્કટ જવા ચાલી નીકળ્યો.

આર્કટમાં ટુકડીનો વડો કર્નલ ગિલેસ્પિ હતો. સવારના સાત વાગે ગિલેસ્પિને બંડના સમાચાર મળતાં તે પા કલાકમાં તૈયાર થઈ વેલોર જવા ટુકડી સાથે રવાના થયો. તોપખાના સાથેના બાકીના સિપાઇઓ તૈયાર થઈ રહ્યા હતા અને તે પણ થોડા સમયમાં ચાલી નીકળ્યા. ઝડપી વિદ્યુત્વેગી આચાર ગિલેસ્પિને શીખવવો પડે તેમ નહોતું. જરાક જેટલી ઢીલનાં પરિણામ કેટલાં માઠાં નીપજે છે તે ગિલેસ્પિ સારી રીતે જાણતો હતો.

એણે વેલોર નજીક પહોંચતાં જ કિલ્લામાં બચી ગયેલા અંગ્રેજોને મદદરૂપ બનવા દાખલ થવા પ્રયાસ આદર્યો. બહારના દરવાજા ખુલ્લા હતા પણ અંદરનો છેલ્લો દરવાજો બંધ હતો અને તેનો કબજો હિંદી સિપાઇઓ લઈ બેઠા હતા. તોપની મદદ વિના રસ્તો કરવો મુશ્કેલ હતું. ગિલેસ્પિએ કિલ્લાની દીવાલ ચઢી જવાનો પ્રયાસ કર્યો. કિલ્લાની ભીતરમાં રહેલા અંગ્રેજોએ દોરડું નાંખી એને ઉપર લઈ લીધો અને પહોંચતાં વેંત તરત જ તેણે સૂત્રસંચાલન હાથમાં લીધું. બંડખોર સિપાઇઓનો સામનો કરી ખાળી રાખ્યા એટલામાં તોપખાના સાથે નીકળેલા સિપાઇઓ આવી પહોંચ્યા. દરવાજો તોડીફોડી તે અંદર ધસી આવ્યા અને વેરની વસૂલાત આરંભી. હિંદી ઘોડેસવારોની ટુકડીએ અંગ્રેજોને પડખે રહી પોતાના જ દેશભાઈઓની કતલમાં ફાળો આપી પોતે કૃતાર્થ બનતા હોય એમ અનુભવ્યું ! સેંકડો કપાઈ મૂવા, કેટલાક કિલ્લો કૂદી નાઠા, અને કેટલાક હથિયાર ફેંકી દઈ દયાની યાચના કરવા લાગ્યા. ટીપુના પુત્રોને મારી નાંખવા અંગ્રેજ સિપાઇઓ ઉત્સુક બન્યા. ઇતિહાસ લેખક લખે છે કે, એક ક્ષણ માટે ગિલેસ્પિ સિપાઇઓની માગણી અનુસરવા વિચારમાં પડયો પણ કર્નલ મેરીઅટ વચ્ચે પડયો. ટીપુના પુત્રો ઉપર દેખરેખ રાખવા મેરીઅટ નીમાયો હતો. એણે સલાહ આપી કે, વિજયોન્મત્ત બની શાહજાદાઓની કતલ કરવી યોગ્ય નથી. આમ જેમ હિન્દી સિપાઇઓએ સ્ત્રીઓને અપમાનિત કરવાનું કે તેમની હત્યા કરવાનું યોગ્ય માન્યું ન હતું તેમ

આ ખેલદિલ અંગ્રેજે શાહજાદાઓને મારી નાંખવાની સિપાઇઓની પ્રબળ ઇચ્છાને ખાળી દીધી.*

**૭. વેલોરના તણખા :**

આમ વેલોરનું બંડ શમ્યું ખરું પણ તેના તણખા ઊડી ચૂક્યા હતા અને દક્ષિણ હિન્દના...સિપાઇઓમાં રોષની જ્વાળા ધૂંધવાતી રહી હતી. સિપાઇઓમાં વટાળભય જાગ્રત થાય એવા નિયમોનો અમલ બંધ કરાયો હતો, પણ આટલાથી સિપાઇઓમાં સંતોષ ફેલાવો શક્ય નહોતો. સિપાઇઓની ઘવાયેલી લાગણીઓ શાન્ત પડી ન હતી. વેલોર ઉપર અંગ્રેજ વાવટો ફરી ફરક્યો હતો અને સિપાઇઓનો પ્રયાસ નિષ્ફળ નીવડવાથી અસંતોષે ઘાટું સ્વરૂપ પકડયું હતું. બાહ્ય શાન્તિ સ્થપાઈ ચૂકી પણ તણખામાંથી અગ્નિ નાબૂદ થયો નહોતો.

હૈદ્રાબાદ : આનું પારખું હૈદ્રાબાદમાં થઈ ગયું. મૈસૂર અને કર્ણાટક ઉપરાંત નિઝામની રાજધાની હૈદ્રાબાદમાં સિપાઇઓ ઉશ્કેરાયલા હતા. હૈદ્રાબાદમાં પણ સિપાઇઓનો અંગ્રેજ વડો કર્નલ મોન્ટ્રેસોર શિસ્તનો ખેરખાં હતો. હિન્દીઓના રીતરિવાજોથી બિલકુલ અજાણ એવા આ અબુધ સાહેબે હુકમ ફરમાવ્યો હતો કે, બજારમાં સિપાઈ-

---

* 'વેલોરની કતલ' એ નામના અહેવાલમાં ઘણી ઉપજાવી કાઢેલી હકીકતો છે.

(૧) એમ કહેવામાં આવ્યું છે કે, વેલોરના કિલ્લા બહાર ચોકી કરતો મેજર કોટ્સ મગરોની વસતિવાળી ખાડી તરી જઈ આર્કટ પહોંચ્યો હતો.

(૨) વળી એમ જણાવવામાં આવ્યું છે કે, કિલ્લામાં બચેલા અંગ્રેજ સિપાઇઓએ પોતાના પટાનું દોરડું બનાવી ગિલેસ્પિને ઉપર ખેંચી લીધેલો.

(૩) આ ઉપરાંત અંગ્રેજ સ્ત્રીઓ અને બાળકોની કારમી કતલનાં વર્ણનો વહેતાં થયાં હતાં.

ઉપર જણાવેલી બધીયે વિગતો કે અને મૅલેસનના મત મુજબ બનાવટી છે.

( જુઓ : કે અને મૅલેસન ભા. ૧લો પાન ૧૯૯ની નોંધ. )

ઓએ ઢોલ વગેરે વગાડવાં નહિ. આ સાહેબના આવતા અગાઉ એક એવો હુકમ છૂટયો હતો કે, સિપાઇઓએ કામકાજના કલાકોમાં પોતાનો પોષાક થોડો સમય પણ અળગો કરવો નહિ. આ નિયમોનું પરિણામ એ થાય કે, હિન્દી સિપાઈ કામકાજના સમયમાં પોતાનો ખોરાક લઈ શકે નહિ અને લગ્નાદિ પ્રસંગે વાજાં વગાડી શકે નહિ. સિપાઇઓના આચારવિચારની આવી અવગણનાનાં પરિણામોનો વિચાર કરવામાં આવ્યો નહોતો. આ હુકમોનો અમલ ન કરવાનું ઠરાવવામાં આવ્યું ખરું પણ જે ભયે સિપાઇઓના માનસનો કબજો લીધો હતો, તે દૂર થઈ શક્યો નહિ. બધાને એવી ખાત્રી થઈ ગઈ હતી કે, કંપની સરકાર તેમને વટલાવવા માગે છે. બજારોમાં અનેક પ્રકારની વાતો ચાલવા લાગી હતી. એક વાત તો એવી હતી કે, કોલંબોમાં વેમીસ સાહેબ પોતાના હિન્દી સિપાઇઓને ખ્રિસ્તી દેવળમાં દોરી ગયા હતા !

આ અને આવી વિગતોનો ઉપયોગ ખૂબ કાળજીથી કરી લેવામાં આવ્યો. ટીપુના વંશજોએ સિપાઇઓને સતેજ બનાવવામાં અગ્રભાગ ભજવ્યો હોય એમ જણાય છે. સર્વતોમુખી કતલ અને ખૂનરેજી સાથે સીધાં પગલાનાં મંડાણ કરવાનું ઠર્યું હોય એમ પણ જણાય છે. આ બધી જાણ નિઝામને હોવા છતા તે તટસ્થ રહ્યો હતો.

આમ ભીતરમાં જ્વાળામુખીની જામગરી જામતી જતી હતી ત્યારે કેટલાયે સિપાઇઓએ મોન્ટ્રેસોરને ચેતવ્યો હતો કે, એણે સિપાઇઓને અણગમતા નવા નિયમોનું પાલન ન કરાવવું જોઇએ. મોન્ટ્રેસોરને આ સલાહ રુચિ નહિ. પણ જ્યારે એણે વેલોરની વાત સાંભળી ત્યારે એને સમજાઈ ચૂક્યું કે, હવે સિપાઇઓને નમતું આપ્યા સિવાય છૂટકો નથી; અને મદ્રાસ સરકારની અનુમતિ મળશે એ આશાએ નવા નિયમો રદ કરવાનું ઠર્યું.

આમ છતાં સિપાઇઓમાં શાન્તિ ફેલાઈ નહિ. એમને પોતાના બળનું પારખું થયું હતું. હવે તેમણે અંગ્રેજી ઢબની ટોપીની ફરિયાદ

આગળ કરી. કવાયત વેળાયે પણ કેટલાક સિપાઇઓ તેમના ઉપરીઓની સમક્ષ આ ટોપીને તિરસ્કારપૂર્વક જમીન ઉપર પટકવા લાગ્યા હતા. આવા ધૂંધવાતા અસંતોષને દોરદમામથી દાબી દેવામાં આવ્યો. ૧૪ મી ઑગસ્ટના રોજ હૈદ્રાબાદના દેશી સૈનિકોને કવાયતના મેદાનમાં એકઠા કરવામાં આવ્યા. અંગ્રેજ સૈનિકોને પણ તોપખાના સાથે મેદાનમાં ઊભા કર્યા અને તેમની બન્ને બાજુએ ઘોડેસવારોની ટુકડી ખડી રહી. ત્યારબાદ દેશી પાયદળના, બળવામાં આગેવાની ભર્યો ભાગ ભજવે એવા ચાર સૂબેદારોને આગળ બોલાવી, ત્રીસ અંગ્રેજ સિપાઇઓ અને એક ટુકડી દેશી સિપાઇઓ સાથે મછલીપટ્ટમ રવાના કરી દેવામાં આવ્યા. આ પ્રસ્તાવની ધારી અસર નીપજી. બળવાના મૂળમાં ઘા પડયો અને અસંતોષની જ્વાળા ઓલવાઈ ગઈ લાગી. બધે શાન્તિ વ્યાપી ગઈ એમ અંગ્રેજ અમલદારો માનવા લાગ્યા.

નન્દિદૂર્ગ : પણ અંગ્રેજોની માન્યતા ખોટી ઠરી. બહારની શાન્તિ ભીતરની અશાન્તિની સૂચક અને પ્રેરક હતી. અસંતોષ નાબૂદ થયો જ નહોતો. મૈસૂરની મધ્યમાં આવેલા નન્દિદૂર્ગમાં વરસની શરૂઆતથી જ સળવળાટ ચાલુ હતો. અહીં હિન્દી સિપાઇઓની સંખ્યા ઓછી હતી પણ કિલ્લો ઊંચાણ ઉપર, મજબૂત અને સુરક્ષિત હોવાથી વ્યૂહદષ્ટિએ ઘણો ઉપયોગી હતો. જો વેલોરનું બંડ સફળ નીવડ્યું હોત તો બળવાખોર સિપાઇઓ આ કિલ્લાનો ઉપયોગ કરી શત્રુને હંફાવી શકત અને ભવિષ્યવાણીઓ, આગાહીઓ અને ફકીરો તથા સાધુઓએ જે હવા નીપજાવી હતી તેનું ફળ પ્રાપ્ત કરી શકત. પણ વેલોરના હિન્દી સિપાઇઓ શિસ્તબદ્ધ રહ્યા નહિ અને ધ્યેયથી ચ્યૂત થયા હોવાથી ફાવી શકયા નહિ એટલે નન્દિદૂર્ગમાં પણ ધીમાશ વ્યાપી ગઈ. મોડા મોડા ઑકટોબર માસમાં તે સળવળી ઊઠ્યા અને હિન્દુ-મુસલમાન એક બીજાને બિરાદરીનો સંદેશો સંભળાવી એક જ ધ્યેયને માટે ઝૂઝવા એકત્ર થયા.

૧૮ મી ઑકટોબર ૧૮૦૬ નો દિવસ અહીંના સિપાઇઓએ

પસંદ કર્યો હતો. તેમણે પોતાનાં બાળબચ્ચાંને કિલ્લા બહાર મોકલી દીધાં હતાં. રાતના દસ વાગે સિપાઇઓ અંગ્રેજો ઉપર તૂટી પડવાના હતા. પણ વાત ફૂટી ગઈ. આઠ વાગ્યાના શુમારે એક અંગ્રેજ સવાર દોડતે ઘોડે આવી અહીંના લશ્કરના વડા કેપ્ટનને ખબર આપી ગયો કે, સિપાઇઓ બળવો કરવાની અણી ઉપર છે એટલે તાત્કાલિક ઉપાય યોજવા જોઇએ. સાથે સાથે એક જૂના વયોવૃદ્ધ દેશી અમલદારે પણ આજ પ્રકારની બાતમી પહોંચાડી. આથી બેંગલોરથી વધુ સિપાઇઓને બોલાવવામાં આવ્યા અને બધાયે પેગોડા ચોકમાં એક સુરક્ષિત મકાનમાં રહી બચાવ કરવાનું ઠરાવ્યું. આમ રાત શાન્તિમાં વીતી ગઈ અને બીજે દિવસે બપોર થતામાં બેંગલોરથી એક ટુકડી આવી પહોંચતાં કાંઈ જ બનવા પામ્યું નહિ.

પાલમકોટા : આ સ્થળ હિન્દની છેક દક્ષિણે છે. અહીં હિન્દી પલટણનો વડો મેજર વેલ્શ હતો. તેની સહાયમાં છ અંગ્રેજ અધિકારીઓ હતા. આ પલટણમાંના ઘણાનાં સગાંસંબંધી વેલોરની કતલમાં મરણ પામ્યાં હતાં. પોતાનાં સગાંનાં મૃત્યુથી દરેકના દિલમાં વેરની આગ જલતી રહી હતી. આવી ધૂંધવાતી આગો અચાનક ફાટી નીકળે છે તેમજ કોઇવાર જરામાં શમી પણ જાય છે. જગતનો આખોયે ઇતિહાસ આવા આઘાત પ્રત્યાઘાતોની પરંપરા વર્ણવે છે.

નવેંબરના ત્રીજા અઠવાડિયામાં એવી વાતો વહેતી થઈ હતી કે, મુસલમાન સિપાઈઓ એકાએક અંગ્રેજોનો સંહાર કરવા અધીરા બન્યા છે. વળી એમ પણ માનવામાં આવતું કે, હિન્દુઓને અલગ રાખી બધા મુસલમાનોએ મસ્જિદમાં એકઠા થઇ ભાવિ કાર્યક્રમ ગોઠવ્યો છે. છાવણીમાં કેટલાંક મકાનો ઉપર ગોળીબાર કરી, અંગ્રેજોને બહાર બોલાવી ઠાર કરી, કિલ્લાનો કબજો લીધા બાદ સ્વદેશી વાવટો ફરકાવવાનો હતો. આવા કાર્યક્રમની ગંધ આવવાથી એક મલબારનો વતની વેશ-પલટો કરી મસ્જિદમાં ગયેલો તેણે આ બાતમી મેજર વેલ્શને પહોંચાડી. મેજરે તાત્કાલિક ઉપાયો યોજ્યા અને હિંમતભેર ૧૩ દેશી અમલદારોને

કેદ કરી ૫૦૦ મુસલમાન સિપાઈઓને કિલ્લા બહાર કાઢી મૂકયા. આમ આખીયે યોજનાને મૂળમાંથી ડામી દેવામાં આવી.

બે દિવસ બાદ ટીનેવેલી વિભાગમાંથી કર્નલ ડાયસે આવી પહોંચ્યો અને પલટણમાંના હિન્દુ સિપાઇઓને અંગ્રેજોને વફાદાર રહેવાના સોગન લેવડાવ્યા. "ભાગલા પાડો અને રાજ કરો"ની નીતિ અમલમાં મૂકવામાં આવી અને સીલોનથી અંગ્રેજ સિપાઇઓને બોલાવવાનો સંદેશો મેજર વેલ્શે મોકલેલો તે આધારે ત્રિચિનાપલ્લીથી સિપાઇઓ આવી પહોંચ્યા ત્યારે બધું શાન્ત પડી ગયું હતું.

આમ છતાં મેજર વેલ્શને લશ્કરના વડા તરફથી સખત ઠપકો આપવામાં આવ્યો. "કાશીનું કરવત જતુંએ વહેરે અને આવતુંએ વહેરે" એવું વેલ્શની બાબતમાં બન્યું. પાલમકોટના કિસ્સામાં ખરેખર ગભરાવાની કાંઇ જરૂર ન હતી એવો ઉપરીઓનો અભિપ્રાય હતો. મૈસૂરમાં મેજર વીલ્કસને પણ આવો જ અનુભવ મળ્યો કારણ કે એણે સાવચેતીના પગલા તરીકે આખી પલટણને નિઃશસ્ત્ર બનાવી હતી.

વલાજાબાદ : મદ્રાસમાં આ સમયે ગવર્નરપદે લૉર્ડ વિલિયમ બેન્ટિક હતો અને તે સખત પગલાંની વિરુદ્ધ હોવાથી વલાજાબાદમાં પાલમકોટના કરતાં જુદી જ રીત અખત્યાર કરવામાં આવી. આ સ્થળે ગોળ ટોપીની બાબતમાં અસંતોષ ફાટી નીકળ્યો હતો અને જુલાઇ માસના અંતમાં કર્નલ ગિલેસ્પિને ત્યાં રવાના કરવામાં આવેલો. ગિલેસ્પિની એવી માન્યતા હતી કે ગભરાટને જરાયે સ્થાન ન હતું. આમ વલાજાબાદમાં શાન્તિ ચાલુ રહી ખરી પણ નવેંબર માસમાં જાગ્રતિ આવી ગઇ અને બળવો ફાટી નીકળવા વિષે એક માહિતી-પૂર્ણ નિવેદન મેજર હેઝલવુડે તૈયાર કરી ઉપરી અધિકારીઓને મોકલી આપ્યું. આ નિવેદન બાબત વિચાર કરવા ડિસેંબરની ૨ જી તારીખે મદ્રાસ સરકારના સભ્યો એકત્ર થયા. આ સભામાં કાંઇ ચોક્કસ નિર્ણય લેવાયો નહિ. આખરે જાતે તપાસ કરી રિપોર્ટ કરવા કર્નલ મનરોને વલાજાબાદ મોકલવામાં આવ્યો. આમ બધું શાન્તિથી પાર

પડ્યું અને દૈવેચ્છાથી હોય કે હિન્દીઓની નામર્દાઇને લીધે હોય પણ બળવો થયો નહિ.

દેશી પલટણોમાં અસંતોષ ફેલાયાને ૭ માસ વીતી ગયા હતા. આ અશાન્તિના મૂળમાં વટાળભય અને તે અંગેનો નીતિનાશ હતાં. શિસ્તના ખેરખાંઓએ ઘડેલા નવા નિયમોને રદ કરવામાં આવ્યા હતા પણ આની ધારી અસર નીપજી નહોતી. સિપાઇઓનો અણવિશ્વાસ દૂર થયો નહોતો. તેમનાં દિલમાં આગ ધૂમાતી રહી હતી. આ ભાન મદ્રાસ સરકારને ૭ માસના અનુભવ બાદ આવ્યું અને સરકારે ૨ જી ડિસેંબરે એક જાહેરનામું પસાર કરાવ્યું. આ જાહેરનામું તરત જ જાહેરમાં મૂકી હિન્દી, તામીલ અને તેલુગુ ભાષામાં ભાષાંતર કરાવી દરેક લશ્કરી ટુકડીઓમાં વાંચી સંભળાવવા રવાના કરવામાં આવ્યું. આની પાછળનો હેતુ સ્પષ્ટ હતો. સરકારની ઇચ્છા સિપાઈઓને શાન્ત પાડવાની હતી એટલે વિલિયમ બેન્ટિક તથા બીજા સભ્યોએ સિપાઈઓ તરફ સહાનુભૂતિભર્યું વલણ દર્શાવવાનું પસંદ કર્યું. પણ લશ્કરના વડા સર જોન ક્રેડોકનો અભિપ્રાય સખત હાથે કામ લેવાનો હતો અને વડી સત્તાએ પણ ક્રેડોકના અભિપ્રાયને સમર્થન આપ્યું. આ પરિસ્થિતિમાં જેમના ઉપર ખૂનનો આરોપ હતો તેમને ફાંસીની સજા થઈ અને બીજા કેટલાકને બરતરફ કરવામાં આવ્યા. જે પલટણોએ બળવો કર્યો હતો તેના નંબર નામાવલિમાંથી રદ કરવામાં આવ્યા. વળી વિલાયતની ડિરેકટરોની સભાએ મદ્રાસના ગવર્નર, મુખ્ય સેનાપતિ અને આજુટંટ જનરલને અયોગ્યગણી બરતરફ કર્યા.

## ૮. ૧૮૦૬ની ભીતરમાં;

એક વરસમાં આમ શાન્તિ સ્થપાયા બાદ સરકારી મંડળો વેલોરના બંડ પાછળનાં કારણો વિચારવા લાગ્યાં. આ બંડનું મૂળ શેમાં રહેલું હતું? તે કાળના રાજપુરુષોએ અંગ્રેજી ઢબની ગોળ ટોપીને જ અસંતોષનું મૂળ માની સંતોષ માન્યો પણ લશ્કરના વડાઓને આ કારણથી સંતોષ થયો નહિ. તે દૃઢપણે માનવા લાગ્યા હતા કે ૮

સુલતાનના પુત્રોએ જ સિપાઇઓને બળવો કરવા ઉશ્કેર્યા હતા. કે અને મેલેસનના મત મુજબ બન્ને અભિપ્રાયમાં અર્ધ સત્ય છૂપાયલું છે. દક્ષિણ હિન્દમાં એવી હવા જામી ગઈ હતી કે, તેની સામુદાયિક અસર એક ક્રાન્તિમાં પરિણમે. સવાલ માત્ર એના વ્યવસ્થિત સંચાલનનો હતો. સિપાઈઓ તંગદિલ બનેલા હતા. ટીપુના પુત્રો પોતાનું રાજ્ય પાછું મેળવી લેવાની પેરવીમાં હતા અને સિપાઈઓને જમીન–જાગીર અને ઈનામની આશા આપી ઉત્સાહ પ્રેરતા હતા. હિન્દુ–મુસલમાન બન્ને ફિરંગીને હાંકી કાઢવા અધીરા બન્યા હતા. પ્રજાજનોમાં એવી આગાહીઓ વહેતી થઇ હતી કે, અંગ્રેજોના અમલનો સમય પૂરો થવા આવ્યો છે અને તેથી સર્વેએ ક્રાન્તિ માટે કમર કસવી આ બધાંયે જાગ્રત, અર્ધજાગ્રત બળોએ પોતાનો ભાગ ભજવ્યો.

ઉપર જણાવેલા બે પક્ષો ઉપરાંત એક ત્રીજો પક્ષ હતો અને તે વેલોરના બંડનું જુદું જ કારણ બતાવે છે. તે પક્ષના મત મુજબ ખ્રિસ્તી ધર્મનો પ્રચાર અને ખ્રિસ્તી દેવળો બંધાવાથી લોકમાનસમાં ભયંકર સંદેહ પેદા થયો હતો. આ કારણથી પ્રજા અંગ્રેજી રાજ્ય તરફ તિરસ્કારની દૃષ્ટિથી જોવા લાગી હતી. એમ મનાતું કે મદ્રાસનો ગવર્નર બેન્ટિક તેમજ સેનાપતિ સર જૉન ક્રેડોક બન્ને ખ્રિસ્તી મતનો પ્રચાર કરવામાં ખૂબ ઉત્સાહી હતા. એમ કહેવાય છે કે, બેન્ટિકે એબ દૂબોય નામના ફ્રેંચને હિન્દ વિરુદ્ધ પુસ્તક લખવા રૂ. ૮૦૦૦) આપ્યા હતા. એક એવી દંતકથા પણ ચાલુ થઈ ગઈ હતી કે, સરકારે બધુંયે મીઠું ખરીદી લીધું છે અને તેના મોટા ઢગલા કરવામાં આવ્યા છે. આ ઢગલા ઉપર ગાય તથા ડુક્કરનું લોહી છાંટવામાં આવ્યું છે અને હિન્દુ મુસલમાન બન્ને ધર્મભ્રષ્ટ બનવાના છે. આવા મત પ્રચારની મધ્યમાં શિસ્તના ખેરખાંઓએ જે હુકમો છોડયા તેથી તૈયાર સામગ્રીમાં ચિનગારી પડી ચૂકી અને વેલોરની જ્વાળામાં પરિણમી.

વેલોરના બંડની તપાસ કરવા એક સમિતિ નીમવામાં આવી હતી. તેણે બંડ પાછળ ઘણાં કારણો હોવાનું જણાવ્યું હતું. કંપનીના

ડિરેક્ટરોએ આ બધાં કારણોને યોગ્ય ભૂમિકામાં તપાસી ઠરાવ્યું હતું કે, દેશી સિપાઇઓના પહેરવેશમાં જે ફેરફાર કરવામાં આવ્યો હતો તે બંડનું મુખ્ય કારણ હતું અને બીજું કારણ ટીપુ સુલતાનના પુત્રોની વેલોરમાંની હાજરી હતું.

પણ કંપનીના વેપારી માલિકોને સમિતિએ જણાવેલાં કારણોથી સંતોષ થયો નહિ અને તે ઊંડા કારણો શોધવા તત્પર થયા. ઇસ્ટ ઇંડિઆ કંપનીના બે સભાપતિઓએ બોર્ડ ઓફ કન્ટ્રોલના અધ્યક્ષને એક હકીકતોથી ભરપૂર પત્ર લખી ચમકાવી મૂક્યો. તેઓએ સ્પષ્ટ જણાવ્યું હતું કે, હિન્દ સંબંધી ઓછા જ્ઞાનવાળા, હિન્દીઓ પ્રત્યે લાગણી વગરના અને હિન્દના આચારવિચાર તરફ તિરસ્કાર દર્શાવનારા લોકો હાલમાં રાજનૈતિક અને લશ્કરી વિભાગની જગાઓ બથાવી પડયા છે અને આથી દેશી સૈનિકો અંગ્રેજ સરકાર તરફ આસ્થાશૂન્ય થતા જાય છે. વળી લોર્ડ વેલેસ્લીની રાજ્યો ખાલસા કરવાની નીતિથી મૈસૂરનો મુસલમાન વંશ ભિખારી અવસ્થાને પામ્યો છે અને આ જ્વલંત દૃષ્ટાન્તથી પ્રજાના મોટા ભાગનો સરકાર ઉપરથી વિશ્વાસ ઊઠી ગયો છે. આ ઉપરાંત આપણે દરેક કામ અંગ્રેજી ઢબે કરવાનું પસંદ કરતા હોવાથી રાજકર્તા અને પ્રજાજનો વચ્ચેનું અંતર વધતું જાય છે.

### ૯. ધૂંધવાતી જ્વાળા.

આમ કંઈક સાચું નિદાન કરવામાં આવ્યું ખરું પણ ધૂંધવાતી જ્વાળા બુઝાવવા પાયામાંથી કાંઈ ફેરફાર થયો નહિ. હિન્દી સિપાઈઓએ બીજાં પચાસ વરસ એકનિષ્ઠાથી કામ આપ્યું. આ ગાળામાં પણ સંઘર્ષણ તો ચાલુ હતું છતાં અંગ્રેજોની હદ વધારી આપવામાં સિપાઈઓએ પોતાનો ફાળો નોંધાવ્યો.

હિન્દી સિપાઇઓ સાચી કે ખોટી વફાદારીની ભાવનાથી પ્રેરાઈ કંપની સરકારની સેવામાં લાગી પડયા હતા. સિપાઇગીરીને અંગે મળતી પ્રતિષ્ઠાએ પણ આ બાબતમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો

હિન્દી સિપાઈ અંગ્રેજ સિપાઇની માફક પોતાના સમાજમાંથી હડધૂત થયેલો કે બહિષ્કૃત આદમી ન હતો. સિપાઇગીરી સ્વીકારતાં હિન્દીની ભાવના ગુંડાગીરીની રહેતી નહોતી. અંગ્રેજ સૈનિકની માફક તેને સામાજિક તિરસ્કાર વેઠવો પડતો નહોતો એટલું જ નહિ પણ સમાજમાં તેની પ્રતિષ્ઠા અને મોભો જળવાતાં. વળી હિન્દી સૈનિક અંગ્રેજ સૈનિકની માફક સંસ્કારશૂન્ય બની જતો નહિ. પોતાનાં સગાંસંબંધીથી વિખૂટો પડી તે તિરસ્કારને પાત્ર બનતો નહિ. આને લીધે એક જ કુટુંબમાંથી પિતાપુત્રોની પરંપરા સિપાઇગીરી કરવામાં આત્મગૌરવ માનતી અને કુટુંબનો વયોવૃદ્ધ વડીલ ઝાડની છાયા નીચે બેસી પોતાની જુવાનીના કાળની યાદી તાજી કરતો અને પોતાની ટુકડીના વડાઓની હિંમત અને વાત્સલ્યનાં વખાણ કરતો ત્યારે દરેકે દરેક નૌજવાનને સિપાઇગીરી કરવામાં અતિ ઉચ્ચ આદર્શ સમાયલો છે એમ જ લાગતું.*

આમ છતાં લશ્કરી ધારાધોરણમાં કેટલાક ફેરફારો થવાથી સિપાઇઓ તથા તેમના અધિકારીઓ વચ્ચેનું અંતર વધી પડ્યું. લૉર્ડ એમ્હર્સ્ટ તથા લૉર્ડ બેન્ટિકના સમયમાં સિપાઈઓએ ઠીક કામ આપ્યું હતું. ૧૮૦૬ નું બંડ શમી ગયા બાદ તેમણે લોર્ડ હેસ્ટીંગ્સના સમયમાં વફાદારી ભરી સેવાઓ આપી હતી. આમ સિપાઇઓ દસ પન્દર વરસ કામમાં રોકાયલા રહેવાથી આશાન્તિનાં ચિહ્ન વ્યક્ત થયાં નહિ. વફાદારી અને તંગદિલી જેવા બે વિરુદ્ધ પ્રવાહોમાં સિપાઈઓનું માનસ ઝોલાં ખાતું હતું. સિપાઇઓને લશ્કરમાં ઊંચી પદવી પ્રાપ્ત થવાનાં દ્વાર બંધ જેવાં થઈ ગયાં હતાં તે આપણે આગળ જોયું છે. આ પરિસ્થિતિમાં ૧૮૨૨ ની સાલમાં આર્કટની છાવણીમાં એક

---

*" It was honourable service, sought by the very flower of the people, and to be dismissed from it was a heavy punishment and disgrace."

Kaye's & Malleson's History of the Indian Mutiny of 1857–58. p. 186.

કાગળ આવી પડ્યો. એ કાગળથી હિન્દુ–મુસલમાનને અંગ્રેજો વિરુદ્ધ ઉશ્કેરવામાં આવ્યા હતા અને તેમાં જણાવ્યું હતું કે, ઇસ્લામીઓએ અંગ્રેજોના તાબામાં રહી ઘણાં દુ:ખો વેઠ્યાં છે અને આવી ગુલામીથી ઈશ્વરે પણ તેમની બંદગી સાંભળવાનું મોકૂફ રાખ્યું છે, વળી આર્કટ અને દિલ્હીમાં ઘણા થોડા ગોરાઓ હોવાથી તેમનો એક જ દિવસે નિકાલ લાવવો જોઇએ કારણ કે, પ્રજાની જમીન જાગીર તેમણે જ લૂંટી લીધી છે.

આવી ઠંડી અને ક્રૂર કતલ માટે તા. ૧૭ મી માર્ચનો દિવસ નિયત કરવામાં આવ્યો હતો.

આ પ્રકારનો કાગળ સિપાઇઓમાં ફેલાવો પામ્યો છે તેની જાણ અધિકારીઓને થઈ ગઈ હતી અને જે જે છાવણીઓમાં આ કાગળ ફરી વળ્યો હતો ત્યાં ટુકડીઓના વડાઓને આ બાબતની કાળજી રાખવા તાકીદ કરવામાં આવી હતી. પણ તા. ૧૭ મીનો દિવસ કંઇ-પણ બનાવ વિના પસાર થઈ ગયો અને આ કાવતરાની કાંઇ અસર થઈ નહિ.

થોડા દિવસમાં વળી એક બીજી ઘટના બની. મદ્રાસના ગવર્નર ટોમસ મન્રોને હિન્દીભાષામાં લખેલી એક અરજી ટપાલમાં મળી. આ અરજીમાં હિન્દી સિપાઇઓને કરવામાં આવેલા અન્યાયોનું સંપૂર્ણ બ્યાન આપવામાં આવ્યું હતું. માનપાન અંગ્રેજોને ભાગે જાય છે અને હિન્દીઓને નસીબે તનતોડ મહેનત અને મજૂરી રહે છે એ હકીકત સીધી અને સ્પષ્ટ ભાષામાં રજૂ કરવામાં આવી હતી.

" અમે સિપાઇઓ તરવારના બળથી કોઇ દેશ જીતી આવીએ છીએ તો એ બધા વેશ્યાપુત્ર બાયલા અંગ્રેજ અમલદારો એ નવા પ્રદેશમાં અડ્ડો જમાવી રાજ્ય ચલાવે છે અને થોડા જ કાળમાં પોતાની તિજોરી તર કરી સ્વદેશ પાછા ફરે છે, અને હિન્દી સિપા-ઇને, મજૂરી કરવા છતાં, પાંચ કોડી પણ મળતી નથી. "

સિપાઇઓનાં દિલમાં સળગતો દાવાનળ ઉપરના શબ્દો સાચી રીતે દાખવે છે. સિપાઇઓ સમજી ગયા હતા કે, અગાઉના અમલમાં તેમને સેવાના બદલામાં જમીન જાગીર આપવામાં આવતી હતી. પણ એ કાળ વહી ગયો હતો અને હવે તો, " કલેક્ટરનો ચપરાસી જે લડાઈમાં કાંઈ કામનો નથી, તેની સત્તા અને મહત્તાનું વર્ણન થઈ શકે તેમ નથી. "

ગવર્નર ઉપર પાઠવેલી અરજીમાં ઉપર નિર્દેશ કરેલી હકીકત સીધી સાદી રીતે રજૂ કરાઇ હતી.

આર્કટમાં આવી પડેલો કાગળ અને ઉપર જણાવેલી અરજી કોણે ઘડી હશે તે તો દૈવ જાણે પણ હિન્દીઓના માનસને તે સ્પષ્ટ કરે છે. સ્વમાન અને આત્મગૌરવની વાત આજકાલ શિક્ષિતવર્ગમાં આપણે ખૂબ પ્રમાણમાં સાંભળીએ છીએ, પણ તેની શરૂઆત આ નિરક્ષર સિપાઈઓએ કરી હતી તે આપણે ભૂલવું જોઇએ નહિ. તેમનાં દિલ કેટલાં કકળી ઊઠયાં હશે તેની સચોટ કલ્પના ઉપરના ઉતારાઓ ઉપરથી સ્પષ્ટ થઇ શકે તેમ છે.

## ૧૦. ભીષણ હત્યા

આમ હિન્દી સિપાઇઓના દિલમાં ધૂંધવાટ ચાલુ હતો એટલામાં અંગ્રેજોના રાજ્યલોભને લીધે પહેલો બરમી વિગ્રહ આવી પડ્યો. ૧૮૨૪ ના માર્ચની ૫ મીએ હિન્દના ગવર્નર જનરલ લોર્ડ એમ્હર્સ્ટે બ્રહ્મદેશ સાથે યુદ્ધ જાહેર કર્યું. આ યુદ્ધ પાછળની અંગ્રેજોની કુટિલનીતિ એટલાં બધાં જૂઠાણાંથી ભરેલી છે કે આટલે લાંબે સમયે પણ ઇતિહાસનાં તે પ્રકરણ વિચારતાં અંગ્રેજોની સામે તિરસ્કાર, દ્વેષ અને ક્રોધની જ્વાળા ભભૂકી ઊઠે છે. મહાવિગ્રહ નં. ૨ ના ચાલુ સમયમાં બરમીઓ અંગ્રેજો વિરુદ્ધ કેમ થઈ ગયા તે જૂનો ઇતિહાસ ઉકેલતાં સ્પષ્ટ થાય છે.

આ યુદ્ધના અરસામાં બરાકપુરમાં એક ભીષણ હત્યાકાંડ અંગ્રેજોએ ભજવ્યો તે પ્રસ્તુત પ્રકરણમાં વિચારીએ.

અંગ્રેજોને ક્યારનુંયે ચોખ્ખું સમજાઈ ગયું હતું કે, તેમના સામ્રાજ્યનો મુખ્ય પાયો હિન્દી સેના છે. હિન્દી સિપાઇઓના લોહીથી જ એમણે સામ્રાજ્યના પાયામાં કોંક્રેટ કર્યો હતો અને હિન્દીઓએ વફાદારીની ભાવના અને એ અંગેના વિચિત્ર આદર્શથી પ્રેરાઈ આત્મ-સમર્પણ કર્યું હતું. વિખ્યાત લેખક લેકી લખે છે;

"A people who are Submissive, gentle, and loyal, fall by reason of these very qualities under a despotic Government."

—Lecky.

(ભારતમે અંગ્રેજીરાજ: ભાગ ૨ જો પા ૭૩૮.)

"જે જાતિ આજ્ઞાધારક, વિનીત અને રાજભક્ત હોય છે તે જાતિ પોતાના આ જ ગુણોને લીધે બીજાના સ્વેચ્છાચારી શાસનનો શિકાર બને છે."

લેકીના આ શબ્દો હિન્દી સૈનિકોનું માનસ અને વર્તન સારીપેઠે સ્પષ્ટ કરે છે. હિન્દી સિપાઇઓને કરવામાં આવેલી અન્યાય પરંપરા પાછલાં પ્રકરણોમાં વિચારવામાં આવી છે પણ તે વધુ ઉપસી આવે તે ખાતર નીચેનો લાંબો ફકરો પ્રસ્તુત ગણાશે.

"અંગ્રેજ ઇતિહાસલેખકોએ અને શાસકોએ હિન્દી સિપાઇઓના આ ગુણોની કાયમ પ્રશંસા કર્યા કરી છે; છતાંએ અંગ્રેજ માલિકોએ પોતાના આ હિન્દી સિપાઇઓ સાથે કદી પણ યોગ્ય વર્તન રાખ્યું નથી. બરમાયુદ્ધને વખતે પણ હિન્દી સિપાઇઓ અને અંગ્રેજ સિપાઇઓ સાથે જુદું વર્તન રાખવામાં આવતું હતું. દાખલા તરીકે, નવા દાખલ થનાર અંગ્રેજ સિપાઇને ભરતી વખતે જ બાઉંટીની રકમ આપવામાં આવતી, જે હિન્દી સિપાઇને મળતી નહિ; છાવણી વખતે અંગ્રેજ સિપાઇને સારી મજાની બેરેક રહેવા માટે મળતી, જ્યારે હિન્દી સિપાઇઓને રહેવા માટે પોતાને હાથે ઝૂંપડી બનાવી લેવી પડતી; અંગ્રેજ સિપાઇઓ માટે ફોજમાં મોટામાં મોટો અધિકાર ખુલ્લો હતો

જ્યારે ત્રણલાખ દેશી સિપાઇઓમાંથી કોઈ સૂબેદાર-મેજર કરતાં વધારે ઊંચો અધિકાર મેળવી શકતો નહિ; દેશી સિપાઇઓની બંદૂકો ગોરા સિપાઇઓની બંદૂકો કરતાં વધારે વજનદાર હતી; બંદૂક અને સાઠ કારતૂસો ઉપરાંત પોતાને જરૂરી ચીજોનો મોટો થેલો દેશી સિપાઇઓને પોતાને ખભે ઊંચકીને લઈ જવો પડતો, જ્યારે આના જેવો કોઈ બોજો ગોરા સિપાઇઓને ઉપાડવો પડતો નહિ; બન્નેના પગાર, ભથ્થું, પેન્શન, રજાઓ વગેરેના કાયદાઓમાં ઘણો ફેર હતો; એક જગાએથી બીજી જગાએ બદલી થાય તો દેશી સિપાઇઓએ પોતાના રહેવાનો બંદોબસ્ત પોતાના ખરચે કરવો પડતો, ગોરા સિપાઇઓને નહિ; દેશી સિપાઇઓની ધાર્મિક તેમજ સામાજિક લાગણીઓનો બહુ ઓછો વિચાર કરવામાં આવતો. અંગ્રેજ સિપાઇઓની સરખામણીમાં દેશી સિપાઇઓ પાસેથી ઘણું વધારે કામ લેવામાં આવતું."

(ભારતમાં અંગ્રેજીરાજ્ય: પુસ્તક બીજું: પા. ૭૩૯ કર્તા: પંડિત સુન્દરલાલ. ભાષાંતર કર્તા: ભાસ્કરરાવ વિદ્વાંસ.)

ઉપર નિર્દેશ કરેલા અયોગ્ય વર્તાવને લીધે મુંબાઈ અને મદ્રાસના સિપાઇઓને મુકાબલે બંગાળના સિપાઇઓ હલી ઊઠયા હતા અને અસંતોષની લાગણી વધુ ઘાટી બનતી જતી હતી. આ પરિસ્થિતિમાં બરાકપુરની ૪૭ મી પલટણને બરમા જવાનો હુકમ મળ્યો. કે અને મેલેસન લખે છે કે, હિન્દ બહાર જવું પડશે એવી સૂચના આ પલટણને કયારનીયે અપાઈ ચૂકી હતી. આ સૂચનાનો અમલ થાય ત્યાર અગાઉ બરમામાં અંગ્રેજોની હાર તથા કફોડી હાલતની વાતો વહેતી થઈ ગઈ હતી અને બરમીઓ બંગાળ ઉપર પણ ચઢાઈ લાવશે એવી હવા જામી હતી. હિન્દી લશ્કરનો વડો લડાઈમાં ખપી ગયો છે અને ગવર્નર જનરલે નિરાશામાં ડૂબી જવાથી ઝેર ખાઈ આપઘાત કર્યો છે એવી વાતો સ્થળે સ્થળે થવા લાગી હતી. કંપની સરકારનું રાજ્ય હવે ખતમ થવાની અણી ઉપર છે એવી ભાવના સર્વત્ર ફેલાઈ હતી.

વળી મૂળ વાત તો એ હતી કે, હિન્દી સૈનિકો તેમની નોકરી હિન્દ બહાર આપવા બંધાયલા ન હતા, અને કાળું પાણી ઓળંગવું (સમુદ્રગમન કરવું) તે સિપાઇઓની ધાર્મિક માન્યતા મુજબ નિષિદ્ધ હતું. આ ઉપરાંત અગાઉ જણાવ્યા મુજબ હિન્દીઓને સિપાઇગીરીમાં ઝાઝી શ્રદ્ધા રહી નહોતી. તેમની મહત્ત્વાકાંક્ષા સંતોષાય એવી કોઈ યોજના નહોતી એટલું જ નહિ પણ તેમની માનહાનિ થાય એવી રચના અમલમાં આવી ચૂકી હતી.

આ પરિસ્થિતિમાં એમ બન્યું કે, લશ્કરને ખસેડવા અંગે બળદ તેમજ બળદગાડી હાંકનારાની તાણ પડી. આ કામ માટે મોંમાગ્યાં દામ આપવાનું કહેવા છતાં માણસો મળતાં નહિ કારણ કે, બરમા રવાના થયેલી પલટણો સાથે જે લોક ગયા હતા તેમની દુર્દશાની વાતો વહેતી થઈ ગઈ હતી. લશ્કરના રસદખાતાની બધી મહેનત વ્યર્થ જવાથી બળદ વગેરે મેળવી લેવાની જવાબદારી સિપાઇઓ ઉપર નાંખવામાં આવી. એવી સખત અફવા ફેલાઈ હતી કે, બળદ વગેરેની સગવડ ન થવાથી ચટગાંવ ભૂમિમાર્ગે જવાનો કાર્યક્રમ પડતો મૂકાયો હતો અને સિપાઇઓને જળમાર્ગે સીધા રંગૂન રવાના કરવામાં આવશે. આમ અસંતોષની જ્વાળાઓ ધૂંધવાવા લાગી. જે પલટણોને બરમા જવાનાં ફરમાન છૂટયાં હતાં તેમની રાત્રિસભાઓ ભરાવા લાગી અને ઉપર જણાવેલી બધી બાધા અને અડચણોનો ઉલ્લેખ કરી સિપાઇઓમાં સામનાની ભાવના ઘાટી બની. કોઇપણ ભોગે કાળું પાણી ન ઓળંગવાની એમણે પ્રતિજ્ઞા લીધી.

૪૭ મી પલટણનો વડો કર્નલ કાર્ટ રાઇટ હતો. સિપાઇઓની ફરિયાદો વ્યાજબી અને ન્યાયી હોવાનું તે માનતો હોવાથી તેણે પોતાને પદરથી ખર્ચ કરી બળદ, માણસો વગેરે મેળવી લેવાનો પ્રસ્તાવ કર્યો. સરકારે પણ ઘરડાં તેમજ કુમળાં ઢોર એકત્ર કરાવી ખરીદી લેવાનું ઠરાવ્યું. આ યોજના દરેક સરકારી યોજનાઓ મુજબ ઘણી મોડી હતી. આખીયે પલટણમાં અસંતોષ અને રોષનો દાવાનળ ફેલાઈ

ચૂક્યો હતો, અને તેની જ્વાળા કવાયતના મેદાન ઉપર ઝબૂકી ઊઠી. સિપાઇઓ એકી અવાજે બોલી ઊઠયા કે, તેઓ કોઈ પણ સંજોગોમાં દરિયાવાટે બ્રહ્મદેશ જવા માગતા નથી.

સિપાઇઓને મળતા "બેવડા ભથ્થામાં" પણ ફેરફાર કરી ઘટાડો કરવામાં આવ્યો હોવાથી તે વિષે પણ એમની ફરિયાદ હતી. આ બીના ૩૦ મી ઑક્ટોબર ૧૮૨૪ ના રોજ બની. તા. ૧ લી નવેંબરને દિને ફરી કવાયતનું ફરમાન છૂટયું. આગલા દિવસને મુકાબલે આ વેળા સિપાઈઓ વધુ ઉશ્કેરાયલા હતા અને તેમના અવાજે વર્ચસ્વ મેળવ્યું. એટલામાં લશ્કરનો વડો એડવર્ડ પેજેટ બરાકપુર આવવા નીકળ્યો, તે વજ્રહૃદયી હોવાથી શિસ્તનો ખેરખાં હતો. તેને હિન્દી સૈનિકોના માનસિક બંધારણની કાંઈ ગતાગમ નહોતી. પરિણામની પરવા કર્યા વિના સિપાઇઓને દબાવી દેવા તે ઉત્સુક બન્યો. બે અંગ્રેજ પલટણો અને અંગ્રેજ તોપચીઓ સાથે તે બરાકપુર આવી પહોંચ્યો. હિન્દી સિપાઇઓએ આ બધી તૈયારી નીરખી, પણ ભાવિની ગતિ તેઓ પરખી શકયા નહિ. પોતાના નિરધારમાં તેઓ મક્કમ રહ્યા. હિન્દીઓને મીલાવી લેવા એકાદ મોળો પ્રયાસ કર્યા બાદ તેમને કૂચ કરવાનો હુકમ ફરમાવવામાં આવ્યો અને જણાવવામાં આવ્યું કે, જો કૂચ કરી જવું ન હોય તો બધાં શસ્ત્રો સોંપી દેવાં જોઇએ. આમાંથી એકે હુકમનું પાલન થયું નહિ, અંગ્રેજ તોપચીઓ દારૂગોળાથી સુસજ્જ બની હુકમની વાટ જોતા ઊભા હતા, તેની જાણ હિન્દી સૈનિકોને કયાં હતી ? તેઓ તો બાળકની જેમ હઠ લઈ બેઠા રહ્યા અને પોતાની માગણીઓનું વ્યાજબીપણું હોવાથી સત્યાગ્રહી બન્યા હતા. આમ બન્ને પક્ષ પોતાના નિરધારમાં મક્કમ રહ્યા અને કતલનો હુકમ છૂટયો. તોપમારો ચાલુ થયો. પલટણના સૈનિકો ગભરાટમાં પડી નાસવા લાગ્યા. શસ્ત્રો તજી દઈ કેટલાક નદી તરફ નાઠા. તેમાંના કેટલાક ગોળાથી વીંધાયા અને કેટલાક ડૂબી મૂવા. સિપાઇઓએ સામનો કર્યો જ નહોતો. યુદ્ધ કરવું પડશે એવો વિચાર તેમણે

કદી કર્યો નહોતો એ દેખીતું હતું, કારણ કે, તેમની બંદૂકો બિલકુલ ખાલી હતી.

આ પલટણના આગેવાનોને લશ્કરી રાહે ફાંસીની સજા કરવામાં આવી અને બીજાને જેલમાં પૂરવામાં આવ્યા.

આની અસર ઘણી બૂરી થઈ. આ હત્યાકાંડની વાત વાયુવેગે બરમા પહોંચેલી પલટણોમાં ફેલાઇ અને તેમનાં દિલ બેદિલ બની ઊઠયાં. એક વૃદ્ધ દેશી અમલદારે કહ્યું, "આમ તો તમે તમને મદદ કરનાર માણસોનો જ વિનાશ કરો છો." આથી વધુ તે બોલી શકતો નહોતો.

It is an awful thing to mowdown our own troops with our own artillery, specially those troops on whose fidelity the existence of our Empire depends."

Kaye's Selections from the Papers
of Lord metcalfe, p. 153.

મેટકાફ લખે છે: "જે સેનાઓની વફાદારી ઉપર આપણા સામ્રાજ્યના અસ્તિત્વનો આધાર છે, તેમને તેમના પોતાના જ તોપખાનાથી ઉડાવી દેવાનું કામ ખરેખર અત્યંત ભીષણ છે."

"Down to our own day continues the cunning despotism which uses native soldiers to maintain and extend native Subjection——a despotism under which not many years since a regiment of sepoys was deliberately massacred, for refusing to march without proper clothing.

Herbert Spencer.

(નોંધ: ભારત મેં અંગ્રેજીરાજ ભાગ ૨જો પાન ૭૪૧–૭૪૨)

બરાકપુરના આ ભીષણ હત્યાકાંડનું સૂચન કરતાં પ્રસિદ્ધ તત્ત્વવેત્તા હર્બર્ટ સ્પેન્સર લખે છે: "હજુ આપણા સમય સુધી એ નિષ્ઠુર કપટી શાસન ચાલુ છે કે, જે દેશની પરાધીનતાને કાયમ અને વધારવા માટે દેશી સિપાઇઓનો જ ઉપયોગ કરે છે. આ નિષ્ઠુર શાસન નીચે હજી હમણાં જ એક દેશી સિપાઇઓની આખી પલટણની જાણી જોઇને કતલ કરવામાં આવી, કારણ કે, સિપાઇઓએ પૂરતાં કપડાંને અભાવે કૂચ કરવાની ના પાડી."

આવી કારમી કતલોનો એક જ નિચોડ સિપાઇઓએ પરખ્યો. સત્યનો જય થાય છે એ સિદ્ધાંતમાં તેમની શ્રદ્ધા અચળ હતી પણ સત્યનો જય નિર્બળ લોકને મળતો નથી એ ઢાલની બીજી બાજુનું તેમને સચોટ ભાન થયું. તેમની વ્યાજબી માગણીઓને સરકારે બળ પ્રદર્શનથી ઠેસ મારી હતી. આવી ઠેસ સરકારને મારવા સિપાઇઓ ધૂંધવાઇ ઊઠયા અને તેની જ્વાળાઓએ ૧૮૫૭ સરજ્યું.

## ૧૧. મહામૂલી સેવાઓ

આવી અન્યાયોની પરંપરાના ભોગ બનવા છતાં હિન્દી સિપાઇઓએ ૧૮૩૮ ના પ્રથમ અફઘાન વિગ્રહમાં અને ૧૮૪૨ માં સિન્ધ અને અફઘાનીસ્તાનમાં તનતોડ સેવાઓ આપી. આ ગાળામાં 'અર્ધાં ભથ્થાં'નો હુકમ છૂટી ચૂકયો હતો. પ્રાન્તીય રાજધાનીથી અમુક હદની બહાર જવાનું ન હોય ત્યાં અર્ધાં ભથ્થાનો હુકમ અમલમાં મૂકાયો હતો.

આ પરિસ્થિતિમાં અફઘાન વિગ્રહની ખાનાખરાબીએ હિન્દી માનસ ઉપર ખૂબ અસર કરી. હિન્દી સિપાઈઓનો અંગ્રેજ સેનાના અજેયપણા ઉપરથી વિશ્વાસ ઊઠી ગયો. અંગ્રેજોનું નસીબ ફરી બેઠાનું તેમને ભાન થયું અને બધાયે એમ માનતા થઈ ગયા કે, અંગ્રેજનો અમલ હવે ખતમ થવાની વેળા આવી પહોંચી છે, છેલ્લા સો વરસમાં સતત જય મેળવી અંગ્રેજોએ પ્રાપ્ત કરેલા વર્ચસ્વની આકરી કસોટી આ વિગ્રહમાં થઈ.

બ્રહ્મદેશની માફક અફઘાનીસ્તાનમાં પણ હિન્દી સૈનિકો છેક કાબૂલ સુધી પહોંચી જઇ હિંમતથી લડયા, પણ અફઘાનોના સમર્થ સામનાને લીધે આખીયે સેનાને પીછેહઠ કરવી પડી. હિન્દી સિપાઇઓએ અંગ્રેજો સાથે અનેક દુઃખ, ત્રાસ અને આપત્તિ આ કાળમાં વેઠ્યાં. કાબૂલની કડકડતી શિયાળુ ઠંડી, મુસાફરીની મુશ્કેલી અને ખાવાપીવાની ગેરવ્યવસ્થાને લીધે સૈનાના હાલહવાલ થઈ ગયા. અંગ્રેજો આ વિગ્રહમાં પાછા પડ્યા હોવાથી કાબૂલથી જલાલાબાદ પાછા ફરવાનું ઠરાવવામાં આવ્યું. કાયમી સન્ધિની શરતો બન્ને પક્ષે મંજૂર થાય ત્યાંસુધી અમુક અંગ્રેજ સ્ત્રીપુરુષોને બાંયધરી તરીકે મૂકી સેના પાછી ફરવા લાગી. એકંદરે ૧૬ થી ૧૭ હજાર સિપાઇઓ પાછા ફરી રહ્યા હતા. પર્વતની ખીણોમાંથી આ ફોજ રસ્તો કરી રહી હતી ત્યારે વિફરેલા અફઘાનોએ રસ્તામાં અંતરાયો ઊભા કરી લગભગ બધાને મૃત્યુમુખમાં ફેંકી દીધા. માત્ર ત્રણ જણ બહાર નીકળવા પામ્યા. તેમાંના બેનો ભોગ અફઘાન તરવારે લીધો અને એકલો ડૉ. બ્રાયડન ઘાયલ અવસ્થામાં, પગે લંગડો બની આ દુઃખદાયક ઘટનાની કથની કહેવા જલાલાબાદ પહોંચી શક્યો.

કહેવાની જરૂર નથી કે, આ સેનામાં હિન્દી સૈનિકોની જ વધુમતિ હતી. આ પરાજયની ગ્લાનિ ૧૮૪૨ માં કાબૂલ ફરી જીતી લઈ દૂર કરવામાં આવી. તે વેળા પણ હિન્દી સિપાઈઓ એકનિષ્ઠાથી લડ્યા હતા.

કાબૂલ બાદ સિન્ધનો વારો આવ્યો અને ૧૮૪૩ ની સાલમાં હિન્દી સિપાઇઓએ આ પ્રદેશનો રંગ લાલ બનાવવામાં પોતાનો ફાળો નોંધાવ્યો. સિન્ધ છત્યા બાદ તે બ્રિટિશ હકૂમતમાં આવવાથી કાયદા મુજબ સિપાઇઓને મળતાં ભથ્થાં બંધ થઈ ગયાં અને આમ જુનાં સિપાઈઓને આ પ્રદેશમાં પોતાના વતનથી દૂર કમી પગારે રહેવું પડ્યું. આ વસ્તુસ્થિતિએ બળતામાં ઘી હોમ્યું. અંગ્રેજ અમલના પાયા પૂરવામાં સિપાઈઓની જે પરંપરાએ પોતાના જીવ

આપ્યા હતા તે બધું વિચારી હિન્દી સિપાઈ એ વ્યથિત બની ગયા. કાયદાની બારીકી તે સમજી શકયા નહિ તેમજ તે બારીકી સમજાવવા અધિકારીઓ તરફથી કાંઇ પણ રીતસરનો પ્રયાસ કોઇવાર કરવામાં આવ્યો નહોતો. બંગાલની પલટણો સિન્ધ જવા લાચાર હતી. મદ્રાસી પલટણોમાં પણ અસંતોષ ઘાટો બની રહ્યો હતો અને તેઓએ ઓછે પગારે સિન્ધ જવા ના ભણી. આવી વિફરેલી પટલણોનાં નામ કમી કરવામાં આવ્યાં અને તેમ તેમના આગેવાનોને વધતી ઓછી સજા ફટકારવામાં આવી.

## ૧૨ ઉપસંહાર: ચરબીવાળી કારતૂસો

૧૮૫૭ ના બળવાને મુખ્યત્વે હિન્દી સિપાઇઓના બળવા તરીકે વર્ણવવામાં આવે છે, તેથી આ ખંડનાં પાછલાં પ્રકરણોમાં હિન્દી લશ્કરમાં ધૂંધવાતી જ્વાળાનું બ્યાન કંઈક વિસ્તારથી આપ્યું છે. જે સિપાઇઓ શરૂઆતમાં ભાતના પાણી ઉપર રહી બધોયે ભાત અંગ્રેજ સિપાઇઓને આપી દેતા તે કેમ વિફરી બેઠા તેની ત્રુટક અને ટૂંકી હકીકત પણ વાંચકને સ્પષ્ટ થશે. જે સિપાઇઓએ પોતાના માલિકને વફાદાર રહી પોતાનો જ દેશ પરદેશીને સોંપી દેવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો તેમના અવારનવાર કેવા હાલહવાલ કરવામાં આવતા, તે આપણે આ ખંડમાં વિચાર્યું છે.

આ કાર્યક્ષમ અને વફાદાર વર્ગ ઉપર ધર્માન્તરની શી અસર પડી તેનો પણ ટૂંકમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આવી જૂની અને જાણીતી ફરિયાદો ઉપર ચરબીવાળી કારતૂસોનું પ્રકરણ આવી પડ્યું અને લાંબા સમયની યાતનાઓ ૧૮૫૭ ની ભયંકર જ્વાળામાં પલટાઈ ગઈ.

સરકારે હિન્દી સિપાઇઓના ઉપયોગ માટે ૧૮૫૩ ની સાલમાં નવી જાતની કારતૂસોની હિમાયત કરી હતી. આ પ્રકારની કારતૂસો બનાવવા માટે ઘણી જગાએ કારખાનાં ખોલવામાં આવ્યાં હતાં. આ પહેલાંની કારતૂસો હાથ વડે તોડવી પડતી હતી; પણ હવે આ નવી

બનાવટની કારતૂસો દાંત વડે તોડવાની હતી. શરૂમાં આ કારતૂસોનો વાપર એકાદ પલટણમાં કરવામાં આવ્યો હતો. સિપાઇઓને વસ્તુસ્થિતિની ખબર ન હોવાથી આ નવી કારતૂસોનો ઉપયોગ થવા લાગ્યો હતો.

આવાં કારતૂસો બનાવવાનું કારખાનું બરાકપુરની પાસે શરૂ કરવામાં આવ્યું હતું. આ બનાવટમાં ગાય તથા સૂવરની ચરબીનો ઉપયોગ છૂટથી કરવામાં આવ્યો હતો, એ હકીકત હવે તો પૂરવાર થઇ ગઈ છે; જો કે શરૂઆતમાં ગવર્નર જનરલથી માંડીને નાના અંગ્રેજ સાહેબ સુધી બધાયે જોરશોરથી એમ સિદ્ધ કરવા મથ્યા હતા કે, આ બનાવટમાં ચરબીના ઉપયોગની વાત બિલકુલ ગલત છે અને કેટલાક સ્વાર્થસાધુઓએ સિપાઇઓમાં અસંતોષ ફેલાવવા ઉપજાવી કાઢેલી છે.

એક દિવસ ડમડમની છાવણીમાં એક બ્રાહ્મણ સિપાઈ પાણીનો લોટો હાથમાં લઇને જતો હતો તેના પાસે એક ચમારે પાણી પીવા લોટો માગ્યો. બ્રાહ્મણ સિપાઇએ રિવાજ મુજબ તેને લોટો આપવાની ના પાડી એટલે ચમારે કહ્યું: "અરે! તમે હિન્દુ ધર્મનું ગુમાન રાખી ફરો છો તે બરાબર નથી. હાલમાં જે કારતૂસો તૈયાર થાય છે તેને ગાય અને કુક્કરની ચરબી લગાડવામાં આવે છે અને તે ચરબી અમે તૈયાર કરી આપીએ છીએ. આ કારતૂસો તમે દાંતથી તોડશો એટલે ગાય અને કુક્કરની ચરબી તમારા મોંમાં જશે અને તમે વટલાશો. નકામો તમારી ઉચ્ચ જાતિનો અહંકાર શીદ રાખો છો?"

ચમારની આ રહસ્યપૂર્ણ વાતને બ્રાહ્મણ સૈનિકે પોતાના મિત્ર વર્ગમાં ફેલાવી અને છાવણીમાં બધાયે આ હકીકતથી વાકેફ બન્યા. કારતૂસોના વાપરથી વટાળ થાય છે એ વાત ચારેકોર પ્રસરી. ગાય અને કુક્કરની ચરબી હોવાથી હિન્દુ અને મુસલમાન બન્ને કોમના સિપાઇઓ ઉશ્કેરાયા. સરકાર બધાને યુક્તિપ્રયુક્તિથી ખ્રિસ્તી બનાવશે એવી બીક દરેકને વસી અને પોતાના ધર્મના રક્ષણ માટે તલપાપડ બન્યા.

આ વાત ફેલાયા બાદ થોડા જ દિવસમાં બરાકપુરની તારઓફિસ બાળી નાંખવામાં આવી. આમ જુદેજુદે સ્થળે દરેક રાતે આગ લગાડવાનું શરૂ થયું. વળી સિપાઇઓની રાત્રિ સભાઓ ભરાવા લાગી. બુકાનીથી પોતાનાં મોં ઢાંકી બધા એકત્ર થવા લાગ્યા અને ધર્માન્તર તથા વટાળ-ભયથી ઉદ્વિગ્ન બની અંગ્રેજો સામે ગુસ્સે થયા.

આમ છતાં એક બે જગાએ સિપાઇઓએ આવી કારતૂસો વાપરવાની ના પાડી ત્યારે આખીયે પલટણોને કડક સજા ફરમાવવામાં આવી.

બરાકપુરમાં ૧૯ મી પલટણને ૧૮૫૭ ના ફેબ્રુઆરીમાં આ પ્રકારની કારતૂસો આપવામાં આવી ત્યારે સિપાઇઓએ તે કારતૂસો વાપરવાની સ્પષ્ટ ના ભણી. આ પરિસ્થિતિમાં ૧૯ મી પલટણનાં હથિયા:ર લઇ લેવાનું વિચારાયું છે એવી ખબર ફેલાતાં આખીયે પલટણ બેદિલ બની ગઇ અને તેમાં જરૂરી ચિનગારી પડી ચૂકી. આ પલ-ટણનો મંગળ પાંડે નામનો સૈનિક ઉશ્કેરાઈ ગયો અને ૧૮૫૭ ના દાવાનળના ગણેશ તેનાથી જ મંડાયા.

આ મંગળ પાંડેના નામ ઉપરથી બધાયે બંગાળી લશ્કરના સિપાઇઓ પછીથી પાંડેના નામે પંકાયા અને પાંડે એટલે અંગ્રેજનો ભયંકર વિદ્વેશ કરનાર એવી માન્યતા બંધાઈ, આ મંગળ પાંડેની હકીકત આપણે આગળ ઉપર વિચારવાની રાખી ૧૮૫૭ ની જ્વાળા પાછળ કયી વ્યક્તિઓએ પ્રેરકબળ તરીકે કામ કર્યું હતું તે ત્રીજા ખંડમાં વિચારીએ.

---

# ખંડ ૩ : 'સત્તાવન'ના સૂત્રધારો.

## ૧. તાત્યા ટોપે

### ૧

નાના સાહેબનો બાળસાથી તથા શસ્ત્રવીર સેનાપતિ તાત્યા ટોપે શિવાજીનો શિષ્ય હતો. અંગ્રેજ લેખકોએ પણ એની કુનેહનાં વખાણ કર્યાં છે, અને કબૂલ કર્યું છે કે, વ્યૂહરચના ગોઠવવામાં તથા શત્રુ-સૈન્યને થકવી નાંખવામાં તે અજોડ હતો, અંગ્રેજ લશ્કરને એનો પીછો પકડવા ૩૦૦૦ માઈલ અથડાવું પડ્યું અને નવ મહિના સુધી ઘૂમવું પડ્યું એ હકીકત અંગ્રેજ ઇતિહાસકારોએ પણ નોંધી છે. માનસિંહના મિત્રદ્રોહના પરિણામે તે અંગ્રેજોના હાથમાં તા. ૭ મી એપ્રિલ ૧૮૫૯ ના રોજ સપડાયો. અંગ્રેજોએ તાત્યાના શૌર્યનાં ખૂબ વખાણ કર્યાં છે.* તેની સામે ન્યાયનું નાટક ભજવ્યા બાદ તા. ૧૮ મી એપ્રિલ ૧૮૫૯ના રોજ તેને ફાંસી દેવામાં આવી. આમ તાત્યા ટોપે, આપણા ઇતિહાસમાં બનતું આવ્યું છે તેમ મિત્રદ્રોહનો ભોગ બન્યો.

હાલમાં નાશક જિલ્લામાં આવેલા યેવલા નામના સ્થળે તાત્યાનો જન્મ થયેલો. એના પિતાનું નામ પાંડુરંગ પંત. પાંડુરંગને કુલે આઠ સંતાન થયાં તેમાં રઘુનાથ એનો બીજો દીકરો હતો. ભવિષ્યમાં તાત્યા ટોપેને નામે વિખ્યાત બનનાર માનવી તે જ આ રઘુનાથ. તાત્યાનો જન્મ થયો તે અરસામાં પેશ્વાઈનો સૂર્ય અસ્ત પામ્યો અને બાજીરાવ પેશ્વા બ્રહ્માવર્ત જઈ વસ્યા. નાનાસાહેબ તથા લક્ષ્મીબાઈના પિતાની માફક તાત્યાના પિતા પણ બાજીરાવના આશ્રિત બની ધર્માદા ખાતાના

---

* "A wary, capable, astuteman, he alone of all the natives brought by the Mutiny to the front–Kunwarsingh & the Oudh Maulavi alone excepted–showed any great qualities of generalship. Tatia was a man to be feared."

Indian Mutiny : Kaye & Malleson Vol. IV p. 105.

ઉપરી તરીકે સેવા આપી રહ્યા હતા; અને તાત્યા ટોપેએ જીવનની શરૂઆત એક અદના કારકૂન તરીકે કરી આ કારકૂનીમાંથી તાત્યા કાર્યકુશળ ગેરીલા યોદ્ધો અને માલિકને વફાદાર સ્વદેશભક્ત કેવી રીતે બન્યો તે કોયડો છે !

આમ તાત્યા બાજીરાવના કુટુંબમાં ઉછરી મોટો થયો. પેશ્વાના આશ્રિતો પોતાના માલિક તરીકે પેશ્વાને જ ગણતા. બીજા કોઇ માલિકને તે પિછાનતા નહિ. બાળપણનો સાથી નાના સાહેબ તાત્યાને મન તેનો સાચો માલિક હતો, અંગ્રેજો તેને મન પરદેશી હતા. અને એમણે તેના માલિકનું રાજ્ય હરી લઇ પોતાનો આશ્રિત બનાવી તેના દીકરાનું પેન્શન બંધ કર્યું હતું. આ પરિસ્થિતિમાં તેની સામે જે આરોપ ઘડવામાં આવેલો તે ટકી શકે તેવો નહોતો એવો સ્પષ્ટ અભિપ્રાય અંગ્રેજ ઇતિહાસકારો દર્શાવે છે.

તાત્યાનું મૂળ નામ રઘુનાથ પાંડુરંગ યેવલેકર હતું. આવા સામાન્ય કારકૂનની પ્રતિભા, શિસ્ત, દૂરંદેશી બુદ્ધિબળ તથા સિપાઈ-ગીરીની પારખ પેશ્વાને એકાદ પ્રસંગે થઇ જવાથી તેના ઉપર તે ખુશ થઇ ગયા અને એક કસબી ટોપી એને ભેટ આપી. આ ટોપીમાં નવરત્નો ભરી દેવામાં આવ્યાં હતાં. તાત્યા ટોપેના ચિત્રોમાં જે ટોપી દર્શાવવામાં આવેલી હોય છે તે જ આ ટોપી. આવી ટોપીની બક્ષિસ આપ્યા બાદ પેશ્વા રઘુનાથને ' તાત્યા ટોપે 'ના નામે સંબોધવા લાગ્યા. અને આખુંયે કુટુંબ યેવલેકરમાંથી ટોપે કુટુંબ બન્યું.×

નાના સાહેબના સલાહકારોમાં બે જણા તરી આવે છે—તાત્યા ટોપે તથા આઝી મુલ્લાખાન. બન્ને પ્રખર દેશભક્ત હતા. ભાવિ સ્વાતંત્ર્યની ઝાંખીથી બંનેનાં જીવનમાં ઉત્સાહ હતો. બંને કાર્યકુશળ હતા. બન્નેને એક જ લગની લાગી હતી. બન્નું જીવનધ્યેય એક જ હતું.

× સેનાપતિ તાત્યા ટોપે પા. ૮૩
કર્તા: ડૉ. નારાયણ દામોદર સાવરકર

આજી મુલ્લાખાન જેવી ધીરજ અને શાન્તિનો પદાર્થપાઠ તાત્યાએ ફાંસીને માંચડે ચડતાં આપી દીધો છે.

તાત્યા ટોપે અને રંગો બાપુજીમાં ઘણું સામ્ય તરી આવે છે. બન્ને આગ્રહી સ્વામીભક્ત સેવકો હતા. બન્ને દૂરંદેશી, વ્યવહારકુશળ રાજનીતિજ્ઞ પુરુષો હતા. બન્નેના વૃદ્ધ પિતાઓએ, પોતે પસંદ કરેલા કામમાં મંડ્યા રહેવાનો આદેશ તેમને આપ્યો હતો. રંગો બાપુજીને શરૂઆતમાં જ જો ભૂગર્ભવાસ સેવવો પડ્યો ન હોત અને દક્ષિણ હિન્દે સમર્થ સાથ આપ્યો હોત તો ?—પણ એ પ્રશ્ન અસ્થાને છે.

૨

તાત્યા ટોપેનું વૃત્તાંત બરાબર સમજવા માટે માનસિંહ વિષે થોડું જાણી લેવાની જરૂર છે. ફૈઝાબાદ વિભાગના પાંચેક મુખ્ય તાલુકદારોમાંનો માનસિંહ એક હતો. બળવની આગાહી આ સર્વેએ અગાઉથી કરેલી અને અંગ્રેજ સરદારને ખબર પણ આપેલી. આ બધાના અગ્રણી માનસિંહે શરૂથી જ અંગ્રેજોની ખફગી વહોરી લીધેલી હોવાથી તે પરહેજ અવસ્થામાં હતો. મૂળમાં તો તે સિંધિયાનો સામંત હતો પણ સિંધિયાએ તેનો પ્રદેશ આંચકી લીધેલો હોવાથી તે રોષે ભરાયો અને વિફરી બેઠો; આમ છતાં જેવી રીતે સિંધિયાને અંગ્રેજોએ તેના દીવાન મારફત બળવામાં ભાગ લેતો રોકી રાખેલો તેવી રીતે માનસિંહને પણ તેનો પ્રદેશ પાછો મેળવી આપવાની લાલચ આપી અંગ્રેજોએ પોતાના સાથમાં લીધો. સ્વાર્થ શું નથી સાધી શકતો ? એક મામૂલી તાલુકદારી માટે માનસિંહે ભયંકર વિશ્વાસઘાત આદરવાની શરૂઆત કરી અને તાત્યા ટોપેનું અદૃષ્ટ તેને વધસ્તંભ પાસે દોરી ગયું.

અંગ્રેજ લશ્કરની સાથે સંતાકૂકડી રમી તેમને હંફાવતો તાત્યા ટોપે પોતાના સાથીદારો તેનો સાથ તજી ગયેલા હોવાથી નિરાશ

જેવો બની ગયો હતો. તેના સબળ સાથીઓ રાવસાહેબ તથા ફિરોઝશાહ તેનાથી વિખૂટા પડયા હતા. છેક છેવટ સુધી સાથે રહેલા આ સાથીદારો સહેજ અણબનાવ થતાં કયાં અદશ્ય થઈ ગયા તે જણાયું નહિ.

તાત્યા ટોપેને વિશ્વાસ મૂકવા લાયક એક જ સાથી બાકી રહ્યો અને તે માનસિંહ. માનસિંહ બેવડી રમત રમી રહ્યો હતો તેનું ભાન તાત્યાને કયાં હતું? જેને તે પોતાનો અનન્ય સાથી માનતો હતો, જેની સાથે રહી પરદેશી સત્તાને જડમૂળથી ઉખેડી નાંખવાનો પ્રયાસ કરવામાં પોતાનું જીવન જે ધન્ય માનતો હતો તે જ તેને વફાદાર રહ્યો નહિ. અને પાછલે બારણે અંગ્રેજો સાથે સંદેશા ચલાવવા લાગ્યો. અંગ્રેજોને શરણે જઇ તેણે પોતાને માટે અભયવચન મેળવી લીધું હતું. અને પોતાની જાગીર પાછી મેળવવાનાં સ્વપ્નાં સેવી રહ્યો હતો. આ દેશદ્રોહીએ પોતાના કાકા અજિતસિંહને પણ દગો દીધેલો. પણ તે માનસિંહની ચાલ સમજી જતાં નાસી ગયો. આમ એક પછી એક બધા પ્રતિસ્પર્ધીઓના ઘાટ ઘડતો માનસિંહ પોતાનો સ્વાર્થ સાધવાની પેરવી કરી રહ્યો હતો ત્યાં અચાનક તાત્યા ટોપે એને આવી મળ્યો. એક જંગલમાં બન્નેનો ભેટો થયો. જુદે જુદે સ્થળે નાસભાગ કરવાથી તાત્યા ટોપે નિરાશ તેમજ શ્રમિત બની ગયો હતો. ચારે બાજુથી અંગ્રેજ સરદારો સુસજ્જ લશ્કર સાથે દેશદ્રોહીઓની મદદથી તેનો પીછો પકડી રહ્યા હતા. અંગ્રેજ સરદારને પોતાની ઝડપી ચાલથી હંફાવ્યા છતાં તાત્યા એકલો પડી ગયો અને હતાશ બની સર્વ પરિસ્થિનિથી એણે માનસિંહને વાકેફ કર્યો. બિનસંકોચે, મિત્રભાવે તાત્યાએ માનસિંહને પોતાનો મદદગાર માન્યો. પણ પવનના રાજાની સહાય મેળવવા જનાર અહમદશાહ મૌલવી જેવી જ તાત્યાની હાલત થઈ. માનસિંહ ઉપર ખૂબ વિશ્વાસ રાખી તેની સલાહ અનુસાર પોતાનાં છૂપાવાનાં સ્થળ તે નક્કી કરી રહ્યો હતો, તે સમયે માનસિંહ અંગ્રેજ સરદાર મીડની સાથે તાત્યાને

અંગ્રેજોને સ્વાધીન કરવાનું કાવતરું રચી રહ્યો હતો. તાત્યાએ આ તાકડે માનસિંહની સલાહ પૂછી. માનસિંહ બીજે સ્થળે ગયો હોવાથી એણે કહાવી મોકલ્યું: "જે સ્થળે તમે છો ત્યાં જ રહો. ત્રણેક દિવસમાં આવું છું."

માનસિંહે આ સંદેશાનો અક્ષરાર્થ આબાદ રીતે પાળ્યો. ૧૮૫૯ ની ૭ મી એપ્રિલે મધરાતે તાત્યા ટોપે જે જંગલમાં છૂપાયો હતો ત્યાં માનસિંહ આવી પહોંચ્યો. તાત્યા ટોપે ભર ઊંઘમાં હતો. આ જ સ્થિતિમાં એને કેદ કરવામાં આવ્યો. દેશી અધિકારી સાથે કેટલાક મુંબાઇ પલટણના સિપાઇઓ થોડે દૂર છૂપાયા હતા તેમણે આ કામ પાર પાડ્યું અને તાત્યાને બીજે દિવસે અંગ્રેજ સરદાર મીડની આગળ ખડો કરવામાં આવ્યો.

૩

લશ્કરી અદાલત સમક્ષ કામ ચાલતાં તા. ૧૦ મી એપ્રિલ ૧૮૫૯ ના રોજ તાત્યા ટોપેએ પોતાનું બ્યાન સ્વેચ્છાએ રજૂ કર્યું. એનો બચાવ સરળ, સ્પષ્ટ અને સીધો હતો:

"મેં કાલ્પી પડતા સુધી મારા માલિક નાના સાહેબનો હુકમ ઉઠાવ્યો છે, અને ત્યારબાદ રાવસાહેબનો, અંગ્રેજ સ્ત્રી, પુરુષ કે બાળકોના ખૂનની જવાબદારી મારી નથી, મારે તે સાથે કાંઇ લેવાદેવા નથી. મેં કોઇને પણ ફાંસી દેવાનો હુકમ આપ્યો નથી. આથી વધુ મારા બચાવમાં મારે કાંઇ કહેવું નથી."

લશ્કરી અદાલતે તાત્યાને ફાંસીની સજા ફરમાવી. તા. ૧૮ મી એપ્રિલે આ સજાનો અમલ કરવામાં આવ્યો.

એમ કહેવાય છે કે ફાંસી દેવાનું કામ કરનાર કોઈ ન મળવાથી એક બિનઅનુભવી આદમી મારફત કામ લેવાયું. તદ્દન સ્વસ્થ ચિત્તે, સ્થિતપ્રજ્ઞની માફક તાત્યા ટોપે ફાંસીને માંચડે ચડ્યો અને પોતાને હાથે જ ફાંસો ગળામાં નાંખ્યો. પછી નીચેનું પાટિયું ખસેડી લેવામાં

આવ્યું. તાત્યાની જીવનલીલા ખતમ થઈ ગઈ, સીપ્રી આજુબાજુની ટેકરીઓ ઉપરથી હજારો માણસો આ અંતિમ દૃશ્ય નીહાળી રહ્યાં હતાં અને દેશપ્રેમી વીરો મોતને કેટલી મમતાથી આવકાર આપી શકે છે તેનો પ્રત્યક્ષ પદાર્થપાઠ મેળવી રહ્યાં હતાં.

તાત્યાને ફરમાવવામાં આવેલી સજા વધુ પડતી અને ગેરકાયદેસર હતી એમ અંગ્રેજ ઇતિહાસકાર મૅલેસન સ્પષ્ટપણે કહે છે. મૅલેસન લખે છે; "તે વેળાના લોકમતે (એટલે અંગ્રેજોના લોકમતે) આ સજા વ્યાજબી ગણી પણ ભવિષ્યમાં આ સજાને સમર્થન મળશે કે કેમ તે શંકાભર્યું છે. તાત્યા ટોપે બ્રિટિશ પ્રજાજન કે સેવક નહોતો. ૧૮૧૨ ની સાલમાં જ્યારે તેનો જન્મ થયો ત્યારે તેનો માલિક પશ્ચિમ હિન્દના એક વિશાળ ભાગનો અધિપતિ હતો. આ માલિકનું રાજ્ય હરી લેવાયા બાદ તેને વફાદાર રહી તાત્યાએ પોતાનો જીવનક્રમ ઘડી કાઢ્યો. એના ઉપર ખૂનનો આરોપ ઘડવામાં આવ્યો જ નહોતો. આ સર્વ વિચારતાં એને થયેલી સજા ઘણી જ વધુ પડતી ગણાય."

મૅલેસન તાત્યા ટોપેને ઓસ્ટ્રિયાના એન્ડ્રિસ હોફર સાથે સરખાવી ભવ્ય અંજલિ આપે છે:

"હોફર અને તાત્યા ટોપે વચ્ચે ઘણું સામ્ય છે. જેમની સામે તેઓ લડયા છે તેમના અમલ દરમિઆન આ જન્મેલા નહોતા. બન્નેની જાતિઓ પરદેશી અમલની એડી નીચે આવી ગઇ હતી. બન્નેએ રાષ્ટ્રવ્યાપી ઉત્થાનમાં અસાધારણ વીરતાથી શત્રુનો સામનો કર્યો હતો.

એન્ડ્રિસ હોફર ઓસ્ટ્રિયામાં ટાઇરોલનો વતની હતો. નેપોલીઅને ઓસ્ટ્રિયા ઉપર હલ્લો કર્યો ત્યારે ટાઇરોલના શહેરીઓ તેની સામા થયા. હોફરે તેમની સરદારી લીધી. તેણે લડાઇમાં એવું કૌશલ્ય દાખવ્યું કે, ત્રણ જ દિવસમાં શત્રુઓને પીછેહઠ કરવી પડી. પરંતુ છેવટે નેપોલીઅને ઓસ્ટ્રિઅન સૈન્યને હરાવી મુલક કબજે કર્યો. હોફર ભૂગર્ભવાસી થઈ બેઠો. તાત્યા ટોપેને જેમ તેના મિત્રે દગો દીધો તેમજ હોફર પણ મિત્રદ્રોહનો ભોગ બન્યો અને પોતાના દેશમાં

રાષ્ટ્રપુરુષનું પદ પ્રાપ્ત કરી નેતાપદે સ્થપાયો હતો. હોફર ને તાત્યા ટોપે–બન્નેએ વર્ચસ્વ ધરાવતી જાતિનો સામનો એટલી બધી દૃઢતાથી કર્યો કે, તેમની સામે અસામાન્ય પગલાં લેવાની ફરજ પડી. યુરોપિયન હોફરની ગણના હાલ પણ જગતના વીર પુરુષોમાં થાય છે: અને બીજાને –મરાઠા તાત્યા ટોપેને–હિન્દીઓ વીર પુરુષમાં નહિ ગણતા હોય તેની શી ખાત્રી? ચંબલ, નર્મદા અને પર્વતીની આસપાસના પ્રદેશમાં તાત્યા ટોપેનું નામ પ્રેમપૂર્વક ઉત્સાહથી નહિ લેવાતું હોય એમ કોણ કહી શકશે?"

## ૨. ફૈઝાબાદનો મૌલવી અહમદશાહ

આ મૌલવીને અંગ્રેજ લેખક મૅલેસને ભવ્ય અંજલિ આપી છે. તે અદ્ભુત પુરુષ હતો. તેની કાર્યશક્તિ, હિંમત અને નિશ્ચયબળ અજબ્ય હતાં. સૈનિક તરીકે પણ તે ઉચ્ચ કોટિનો હતો. બળવો શરૂ થતાં અગાઉ કેટલાયે સમયથી તે હિન્દમાં ઘૂમી રહ્યો હતો અને લોકમાનસને પલટો આપવા મથી રહ્યો હતો. જ્યાં જ્યાં એ ફરી વળેલો ત્યાં બળવાની જ્વાળા એના પૂરઝહારમાં ખીલી ઊઠ્યાનું જણાય છે. લખનૌની બેગમોનો એ સલાહકાર હતો. ૧૮૫૭ના એપ્રિલ માસમાં વિપ્લવનો સંદેશો ફેલાવતો તે અયોધ્યાના મુલકમાં ઘૂમી રહ્યો હતો, સામાન્ય પોલીસ તેને પકડવા શક્તિમાન ન હોવાથી સશસ્ત્ર દળની જરૂર પડેલી. ત્યારબાદ તેના ઉપર કામ ચલાવી ફાંસીની સજા ફરમાવવામાં આવેલી. આ સજા અમલમાં આવે ત્યાર પહેલાં અયોધ્યાના પ્રદેશમાં બળવો ફાટી નીકળ્યો અને મૌલવી જેલમાંથી બહાર આવી પ્રજાનો લાડીલો બન્યો અને લખનૌની બેગમોનો સલાહકાર બની નેતાપદે સ્થપાયો.

મૌલવી ઊંચો, પાતળો અને સુદૃઢ હોઈ, તેની મોટી આંખો, ભરાવદાર ભવાં, અણિયાળું નાક, અને મોટાં જડબાંથી તેની મુખકળા તરી આવતી. સિપાઇઓની સરદારી તેણે પોતાનાં બુદ્ધિચાતુર્યથી

દીપાવ્યાનાં અનેક ઉદાહરણો મળી આવે છે. સર કોલીન કેમ્પબેલ જેવા સરદારને તેણે બે વાર ભોંઠો પાડ્યો હતો !

નવાઈની વાત તો એ છે કે, મોલવી પોતાના અગાઉના મિત્રોને હાથે માર્યો ગયો. મિત્રદ્રોહે હિન્દના ઇતિહાસમાં અને ખાસ કરીને ૧૮૫૮ ના કાળમાં સારો ભાગ ભજવ્યાનું જણાય છે. દેશસેવકોની સાથે સાથે દેશદ્રોહીઓ પણ સારી પેઠે જડી આવે છે. દિલ્હીના બાદશાહને દગો દેનાર તેનો સગો ઈલાહીબક્ષ હતો. ઝાંસીના ઘેરા સમયે પણ ગુપ્ત માર્ગ બતાવી આપનાર દેશદ્રોહી ફૂટી નીકળ્યો હતો. તાત્યા ટોપેને પકડાવી આપનાર માનસિંહ પણ એ જ અધમ કોટિનો હતો. સતારાના પ્રતાપસિંહને પદભ્રષ્ટ કરાવવામાં તેના જ સગા ભાઈએ મોટો ભાગ ભજવ્યો હતો અને અંગ્રેજ માલિકની મહેરબાનીથી ગાદીપતિ બન્યો હતો. આ નિયમાનુસાર આવા સમર્થ બુદ્ધિશાળી, મોલવીને પણ એનો જલ્લાદ જડી આવ્યો અને તેનું કારમું ભાવિ એને મૃત્યુમુખમાં દોરી ગયું.

મુહમદીથી પીછેહઠ કર્યા બાદ અંગ્રેજોને અંતરાયરૂપ થવા એણે ભગીરથ પ્રયત્નો કર્યા. અયોધ્યા અને રોહિલખંડની સરહદ ઉપર આવેલા પવન નામના શહેર તરફ તે ચાલી નીકળ્યો. શાહજહાનપુરથી આ શહેર અરાઢ માઈલ દૂર હતું અને ત્યાંનો રાજા આજુબાજુના પ્રદેશ ઉપર ઠીક લાગવગ ધરાવતો હોવાથી મોલવીની ધારણા એવી હતી કે, તેની મદદથી અંગ્રેજોની સામે એક નવો મોરચો તૈયાર કરવો.

આમ વિચારી ૫ મી જૂન ૧૮૫૮ ના રોજ પોતાના આશ્રિતો સાથે પવન જવા મોલવી નીકળ્યો. નીકળતા પહેલાં તેણે એક દૂતને રાજાની મુલાકાત લઈ બધી વિગત કહેવા મોકલી આપ્યો હતો.

પવનનો રાજા જગન્નાથસિંહ જાડો, ભારે શરીરધારી હતો; ઘેર બેઠાં આરામ કરવાનું તેને રુચિકર હતું; સમરાંગણમાં શૌર્ય દાખવવાની તેનામાં હામ ન હોતી; અને ખાસ કરીને જ્યારે અંગ્રેજ લશ્કર જીત

એણે કદીયે પીઠપાછળ ઘા કર્યો નથી. વીરપુરુષને છાજે તેમ છેવટ સુધી ચીવટપૂર્વક પોતાના દેશને ઝૂંટવી લેનાર પરદેશી સત્તા સામે તે ઝૂઝ્યો છે. આવા વીરો કદી મરતા નથી. જમાને જમાને તેમની સ્મૃતિ ઇતિહાસકારો અને લેખકો વાર્તાઓ અને ગાથાઓથી જીવતી રાખે છે. વીર પુરુષ જ વીરને પિછાની શકે છે. મેલેસન અંતમાં સાચું જ લખે છે કે, દરેક દેશના વીર અને સહૃદયી સ્ત્રીપુરુષો આ મોલવીનું સ્મરણ માનપૂર્વક કરશે.

## ૩. ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ

**मुहूर्तं ज्वलितं श्रेयः न च धूमायितं चिरम् ।**

૧૮૧૮ ની સાલમાં અંગ્રેજોની સામે પેશ્વા હારી ગયા ત્યારે બાજીરાવ પેશ્વાએ અંગ્રેજોને શરણે જઈ આઠ લાખ રૂપિયાનું વર્ષાસન સ્વીકારી બ્રહ્માવર્તમાં...રહેવાનું પસંદ કર્યું અને બાજીરાવના ભાઈ ચિમાજી આપ્પાએ તે જ પ્રમાણે કાશીમાં વસવાટ કર્યો. આ બન્ને ભાઇઓ પેશ્વાકુટુંબના નબીરા હતા; પોતાના કુટુંબની જાહોજલાલીમાં ઊછર્યા હતા; પોતાની પ્રજાના લાડીલા હતા એટલે તેમને આશરે તેમની સાથે અનેક કુટુંબો કાશી તથા બ્રહ્માવર્તમાં વસ્યાં હતાં. જેમ મહાન વટવૃક્ષની નીચે મુસાફરોને છાયા અને આશરો સાંપડે છે તેમ સંસારયાત્રામાં સફળ તેમજ નિષ્ફળ નીવડેલા ગૃહસ્થો આ બન્ને ભાઇઓની છત્રછાયામાં પોતાની સેવા અર્પી રહ્યા હતા. બાજીરાવને આશરે જેમ વેણુના માધવરાવ ભટ્ટનું કુટુંબ વસ્યું હતું તેમ મોરોપંત તાંબે ચિમાજી આપ્પાની સેવાચાકરી કરતો પોતાની પત્ની ભાગીરથી સાથે શાન્તજીવન ગાળી રહ્યો હતો.

આ મોરોપંત તાંબે તથા ભાગીરથીબાઈ ઝાંસીની રાણીનાં માતાપિતા થાય. ૧૮૩૫ ના નવેંબરની ૧૧મી તારીખે ભાગીરથીબાઇએ કન્યાને જન્મ આપ્યો. બારસાને દિવસે તેનો નામકરણ વિધિ કરવામાં આવ્યો. કન્યાનું નામ મનુબાઈ રાખવામાં આવ્યું. આ મનુબાઈ ભવિ-

ણ્યમાં ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ બનશે અને પરદેશીઓને જાકારો... દેવામાં સૂત્રધારપદે સ્થપાશે એમ કોણે ધાર્યું હશે? મનુબાઈના જન્મ વેળા નાના સાહેબનું વય દસ અગ્યારનું હતું. ચાર વરસ બાદ બન્નેનો ઉછેર એક જ જગ્યાએ થઈ, ભાઈબહેનની માફક એકીસાથે રમી ફરીને ભાઈબીજની ભેટસોગાત લેતાં દેતાં ભાવિ હિન્દની સ્વતંત્રતાનાં સ્વપ્નાં આ બન્ને સેવશે એવી કલ્પના કોઈએ કરી હશે કે? પણ વિધિના યોગાનુયોગ વ્યક્તિઓને ખેંચી લાવે છે અને જિંદગીની રમત આગળ વધે છે.

મનુબાઈ ચારેક વરસની થતામાં તેની માતા ભાગીરથીનું અવસાન થયું અને મોરોપંત યુવાન વયમાં વિધુર બન્યો. વળી તેનો આશ્રયદાતા ચિમાજી આપ્પા પણ ગુજરી જવાથી મોરોપંત બાજીરાવને આશરે બ્રહ્માવર્ત આવી રહ્યો. પિતાપુત્રી પરસ્પર પ્રેમની દૃઢ ગાંઠથી બંધાઈ સુખી જીવન ગાળવા લાગ્યાં. મા વિનાની મનુબાઈને પિતાએ વહાલથી ઉછેરી. "શુક્લપક્ષના ચન્દ્રની માફક તેના રૂપગુણ વિકસવા લાગ્યાં. તે શરીરે ખૂબ ગોરી, કૃશ અને ઉલેર ઘાટની હતી. તેનું મોં સહેજ લાંબુ હોઈ સરળ નાક, મોટું કપાળ, કમળ જેવી વિશાળ અને ગોળ આંખો તથા કાન ચહેરાને મોહક બનાવી રહ્યા હતા; કમ્મરનો ભાગ શરીરના ઝોક મુજબ બારીક હતો. આમ આ મનમોહક કન્યા સર્વની લાડીલી બની ગઇ. બધા એને 'છબીલી' નામે સંબોધવા લાગ્યા."[1]

રાણી લક્ષ્મીબાઈનું જીવન ત્રિઅંકી કરુણાન્ત નાટક જેવું છે, તેમાં પહેલો અંક આમ શરૂ થઈ ગયો. 'છબીલીનું' બાળપણ નાના સાહેબ તથા તેના ભત્રીજા રાવસાહેબ સાથે રમતગમતમાં પસાર થયું. કોઇએ તેને મોડી તથા બાળબોધ વાંચતાં શીખવ્યું; કોઇએ બાણ મારતાં શીખવ્યું, કોઈ તેને હાથી ઉપર બેસાડી ફેરવતા અને કવાયત વખતે સાથે લઈ જતા; કોઈ તેને બન્દુક વાપરતાં શીખવતા અને તરવારના અટાપટાની તાલીમ આપતા.[2] આમ તેને પુરુષોનો સહવાસ રહેવાથી

---

૧ જુઓ સત્તાવનની કત્લેઆમ પ્ર, ૪ પા. ૫૮
૨ „ „ પા. ૫૮-૫૯

તેનામાં પુરુષોચિત ગુણોનો ઉઠાવ થયો અને શરીર તથા મન સારી પેઠે કસાયાં. તેનું સ્વાભાવિક ઘાટીલું શરીર ઠીક વિકાસ પામ્યું અને સાથે સાથે તેનું મનોબળ પણ વધ્યું.

પણ આ સર્વ વિકાસ મોરોપંતની ચિન્તાનું કારણ બન્યો તે કાળ **अष्टवर्षा भवेत् गौरी** નો હતો. મુસલમાન કાળમાં પ્રચલિત બનેલાં બાળલગ્નોનો તે સમય હતો. કન્યાને રજસ્વલા બનતા અગાઉ પરણાવી દેવી જોઇએ એવી માન્યતા સમાજમાં ઘર ઘાલી બેઠી હતી. મોરોપંતની પિતા તરીકે ફરજ હતી કે, સમયસર કન્યાદાન આપી તે નરકનો ભાગી થતો બચી જાય. એટલે તેણે સારા વરની તપાસ આદરી. પણ તેમાં પાછી ન્યાતજાતની પીડા હતી. મોરોપંતનું કુટુંબ કરાડા...બ્રાહ્મણોનું હતું અને બ્રહ્માવર્તમાં મોટે ભાગે કોકણસ્થ બ્રાહ્મણો વસેલા હતા. આજુબાજુનાં ગામોમાં મોરોપંતે ખૂબ તપાસ કરી પણ તેનું દિલ ગોઠે એવું સ્થાન મળ્યું નહિ.

મનુબાઈના જન્માક્ષર જોઈ ઘણાખરા...જોશીઓનો એવો અભિપ્રાય હતો કે, ભવિષ્યમાં આ કન્યા કોઇ રાજગાદી દીપાવશે, પણ આવા આશાતંતુ ઉપર મદાર બાંધી મલકાઈ જાય એવો મોરોપંત નહોતો. તેણે ખંતથી પોતાની તપાસ ચાલુ રાખી.

પણ દૈવગતિ ગહન છે. ગુણને પારખનાર પણ યોગ્ય પત્નીની શોધમાં હતો. જૂના લોક અવારનવાર કહે છે કે, લગ્નનાં બેલાં બાંધી મૂકેલાં હોય છે. મનુબાઇની બાબતમાં પણ તેમજ બન્યું. જોશીની આગાહીને લીધે હો કે, પછી બેલાંની માન્યતાને લીધે હો, પણ જ્યારે ઝાંસી સંસ્થાનાધિપતિ ગંગાધરરાવનાં રાણી રમાબાઈ ગત થયાં ત્યારે મોરોપંતને કંઇક આશા પડી. આ બાબતમાં બાજીરાવે મધ્યસ્થી કરી અને મનુબાઇનું ભાવિ ગંગાધરરાવ સાથે સંકળાયું.

૧૮૮૨ ના વૈશાખ માસમાં આઠ વરસની મનુબાઇનાં લગ્ન ઝાંસીના મહારાજા સાથે ખૂબ ધામધૂમથી થયાં. લગ્નબાદ મનુબાઈનું નામ લક્ષ્મીબાઈ પાડવામાં આવ્યું. લગ્નોત્સવ નિમિત્તે શહેરમાં સાકર

વહેંચવામાં આવી. પ્રજાએ આનન્દોત્સવ ઊજવ્યો અને રાણી લક્ષ્મીબાઈના જીવનનો બીજો અંક શરૂ થયો. આ સમયે કોને કલ્પના હશે કે, ભવિષ્યમાં ખાંડાની ધાર જેવી તેજસ્વી રાણી બાહોશ અંગ્રેજ સરદારોને હંફાવી તેમની પાસે પણ પ્રશંસાના બોલ કઢાવશે? લક્ષ્મીબાઈના પિતાને પણ ઝાંસી દરબાર તરફથી માનપાન મળ્યાં. એમને સરદારની પદવી...ઇનાયત કરવામાં આવી એટલે તે બીજું લગ્ન કરી ઠરીઠામ રહ્યા.

લગ્નબાદ રાણીનું બાળપણ સાપની કાંચળીની જેમ છૂટી ગયું. વયના પ્રમાણમાં તેનો શારીરિક અને માનસિક વિકાસ અદ્ભુત હતો. તેની બુદ્ધિ, ધીરજ અને હિંમત અસામાન્ય હતાં. હાલના સમયમાં આપણે સ્વપ્ને પણ ન વિચારીએ તે વયમાં તેણે "પ્રભુતામાં પગલાં માંડ્યાં." અને સંસારયાત્રા શરૂ કરી. આમ એના ટૂંકા જીવનનો બીજો ભાગ શરૂ થાય છે અને બાળપણમાં જે વિચારોએ રમતગમતમાં તેના મનમાં જે સ્થાન મેળવ્યું હતું તેનો અંતર્ગત વિકાસ સાધવામાં તેને સફળતા મળી. માત્ર દસ અગ્યાર વરસના પરિણીત જીવનમાં તેને સંસારના સારામાઠા અનુભવ સાંપડી ચૂક્યા અને તેની મૌલિક શક્તિઓ વિકાસ પામી. અંગ્રેજ લેખક જોન સ્ટુઅર્ટ મિલની બાબતમાં પણ આમ જ બન્યું હતું. તે ત્રણ વરસની વયે ગ્રીક અને લેટીન શીખવામાં લાગી ગયો હતો. આમ ગુણ વિકાસને વયની બાધા નડતી નથી.

લક્ષ્મીબાઇએ સત્તર વરસની વયે એક પુત્રને જન્મ આપ્યો પણ તેનું બે ચાર માસમાં જ મૃત્યુ થવાથી પતિપત્ની ખૂબ દુઃખી થયાં. પુત્રમરણથી ગંગાધરરાવના ચિત્તને જબરો આઘાત લાગ્યો અને તેમની તબિયત લથડવા લાગી. મૃત્યુનાં સ્પષ્ટ એંધાણ પરખી ગંગાધરરાવે દત્તક પુત્ર લેવા સંબંધી તત્કાળ વિચાર કરી લીધો. પોતાના સગાંમાંથી એક પાંચ વરસના ચપળ બાળક આનંદરાવને પસંદ કરવામાં આવ્યો. આ દત્તવિધાનના ધાર્મિક વિધિમાં મેજર એલિસ તથા કેપ્ટન માર્ટીન વગેરે અધિકારીઓ તથા ઝાંસીના આગેવાન નાગરિકો હાજર હતા.

દત્તવિધાન વેળાયે આનંદરાવનું નામ દામોદરરાવ પાડવામાં આવ્યું અને આ બાબતના કાગળપત્રો યોગ્ય સ્થળે રવાના કરવામાં આવ્યા. દત્તવિધાનને બીજે જ દિવસે ગંગાધરરાવનું અવસાન થયું અને રાણી લક્ષ્મીબાઈના જીવનનો ત્રીજો અને છેલ્લો અંક શરૂ થયો.

આ ત્રીજા તબક્કાની શરૂઆતમાં મેજર એલિસના સહાનુભૂતિભર્યા વર્તન ઉપરથી તેમજ અંગ્રેજોની કૂટનીતિનો પ્રત્યક્ષ અનુભવ ન હોવાથી લક્ષ્મીબાઇ પોતાના દત્તક પુત્રને રાજકારભાર પ્રાપ્ત થશે એ આશામાં દિવસ ગુજારી પતિવિયોગનું દુઃખ હળવું કરી રહી હતી. રાણી અઢાર વરસની યુવતી હતી. તેને અનુભવ નહોતો કે, હિન્દનો હાકેમ હિન્દીઓના ધાર્મિક તેમજ રાજકીય અધિકારો ઉપર ક્રૂર વરૂની માફક તરાપ મારી રહ્યો હતો. સતારા અને નાગપુરની માફક ઝાંસી સંસ્થાન પણ, ગંગાધરરાવ અપુત્ર ગુજરી જવાથી, ખાલસા કરવાનો ખલીતો છૂટયો. આ ખલીતો રાણીને વાંચી સંભળાવવાની કડવી ફરજ મેજર એલિસને અદા કરવી પડી.

જે રાણી પોતાની મનોરથ સૃષ્ટિમાં રાચતી હતી, ભાવિનાં સ્વપ્નાં સેવી રહી હતી, અને દામોદરરાવની રાજમાતા તરીકે કથા-કીર્તનમાં જીવન વીતાડવા માગતી હતી તેના ઉપર વીજળી તૂટી પડ્યા જેવું થયું. જ્યારે મેજર એલિસ હાકેમનો ખલીતો વાંચી રહ્યો હતો ત્યારે રાણી ચકના પડદા પાછળ બેસી સાંભળી રહી હતી. ખલીતો પૂરો થતાં જ તેના મોંમાંથી આવેશપૂર્ણ ઉદ્દગારો આપો-આપ નીકળી પડ્યાઃ '**मेरी झाँशी नहीं दूंगी.**' આ ચાર શબ્દો માત્ર આવેગ કે આવેશમાં બોલાયલા નહોતા તેની સાખ રાણીનું ટૂંકું જીવન પૂરી ગયું છે. મેજર એલિસ પોતાની ફરજ બજાવી, સંસ્થાન ખાલસા કર્યાનું જાહેર કરી ચાલતો થયો અને રાણીએ પણ પોતાના મન સાથે મજબૂત ગાંઠ બાંધી દીધી. તેણે જીવન સાર્થક કરી હિન્દી સ્ત્રીઓને એક અત્યુચ્ચ આદર્શ પૂરો પાડવાનું બીડું ઝડપ્યું.

પણ હજુ રાણીને અનેક અપમાનના ઘૂંટડા ગળે ઉતારવાના બાકી હતા. અંગ્રેજોએ મહેર કરી તેને માસિક પાંચ હજાર રૂપિયા આપવાનું ઠરાવ્યું હતું. વળી ઝાંસીનો રાજમહેલ રાચરચીલાં સાથે તેની ખાનગી મિલકત ગણવાનું નક્કી થયું હતું. ગંગાધરરાવની ખાનગી મિલકતમાં છ થી સાત લાખ રૂપિયા જરઝવેરાત સાથે હતા તે જપ્ત કરવામાં આવ્યા, અને કારણ એવું આપવામાં આવ્યું કે, દામોદરરાવ જ્યારે પુખ્ત ઉંમરનો થાય ત્યારે તે રકમ તેને આપવાની હોવાથી આમ કર્યું છે. પણ પછી જ્યારે બળવો ફાટી નીકળ્યો ત્યારે તે રકમ પણ સંપૂર્ણ રીતે જપ્ત થયેલી જાહેર કરવામાં આવી. અંગ્રેજનું જીવન આમ પરોપકાર અને પછાત પ્રજાના ભલા માટે જ છે! આનું સચોટ ઉદાહરણ આ કિસ્સામાં જડી આવે છે. રાણીને દંડવા દામોદરરાવનો પક્ષ લેવાનો દેખાવ કર્યો અને આખરે દામોદરરાવ જે બળવા વેળા સાત આઠ વરસનો બાળક હતો તે રાણીને બળવામાં ભાગ લેતાં રોકી શક્યો નહિ માટે આખીયે રકમ અંગ્રેજ અજગર ગળી ગયો. આમ નસીબ બન્ને નિર્દોષ વ્યક્તિઓ સામે નખરાં કરી રહ્યું અને જાલિમ સુખના ભાગી બન્યા!

રાણી એકલી પડી ગઈ. તેને ભાઈ સાંભરી આવ્યો. જીવનના બાલ્યકાળમાં જે ભાઈ સાથે બ્રહ્માવર્તમાં અનેક રમતો કરેલી, આનંદ કરેલો, લઢેલાં ઝઘડેલાં તે ભાઈ સિવાય આ કઠણ કાળમાં તેને કોણ સલાહ–સૂચના આપે? નાના સાહેબ અને લક્ષ્મીબાઈ—આ ભાઈ–બહેનની–જોડલી હિન્દીઓને અપૂર્વ ઉદ્‌બોધન આપી રહી છે. રાણીએ નાના સાહેબની સલાહ લીધી. તે પણ અંગ્રેજોના...અન્યાયી વર્તનનો ભોગ બન્યો હતો અને તેણે પોતાનો કેસ રજૂ કરવા આઝીમુલ્લા-ખાનને વિલાયત મોકલ્યો હતો. રાણીનો અંગ્રેજ ન્યાયબુદ્ધિ ઉપરનો વિશ્વાસ ડગી ગયો હતો છતાં કદાચ નાના સાહેબની સલાહથી વધુ અરજ ગુજારવાનું તેણે કબૂલ કર્યું હોય એમ બને. રાણીએ ઉમેશ-ચન્દ્ર બેનર્જીને સાઠ હજાર રૂપિયા આપીને પોતાની વકીલાત કરવા

વિલાયત મોકલ્યો પણ તેનું કાંઈ વળ્યું નહિ અને બંધારણીય ચળવળ ઉપરથી રાણીનો રહ્યોસહ્યો વિશ્વાસ ઊઠી ગયો. આમ રાણીને જરૂરી અનુભવો મળવા લાગ્યા અને તેની પાયાની કેળવણી શરૂ થઈ.

રાણીને પોતાનું જીવન અકારું થઈ પડ્યું. આમ છતાં તેણે પોતાનું સ્વાભાવિક ધૈર્ય છોડ્યું નહિ. તેનું બાહ્ય જીવન શાન્ત અને નિરુપદ્રવી રીતે વહેવા લાગ્યું. જપ, તપ, કથાપૂજા, દેવદર્શનમાં તેનો સમય પસાર થવા લાગ્યો. ભીતરમાં જ્વાલા જલતી હતી તેની કોઇને જાણ પણ ન પડી. માત્ર તેના બાળપણના સાથીઓ નાના સાહેબ અને રાવસાહેબ રાણીની મનોવ્યથા કંઈક સમજી શક્યા હતા. પરંતુ રાણીની અમાપ કાર્યશક્તિ, દીર્ઘદૃષ્ટિ અને વ્યૂહરચનાનો તેમને પણ સાચો ખ્યાલ નહોતો.

ગંગાધરરાવના મૃત્યુ બાદ બે વરસે દામોદરરાવ સાત વરસનો થતાં તેને જનોઈ દેવાનો વિધિ કરવાનો હતો. લક્ષ્મીબાઈ પાસે જરૂરી રકમ ન હોવાથી દામોદરરાવને નામે સંઘરી રાખેલી રકમમાંથી એણે સરકાર પાસે પૈસા માગ્યા. પોતાના દરજ્જાને છાજે એવી રીતે દબદબાભરી રીતે ધર્મવિધિ કરવા લક્ષ્મીબાઇએ એક લાખ રૂપિયાની માગણી કરી. આ બાબતમાં રાણીને એમ જણાવવામાં આવ્યું કે, સગીર દામોદરરાવ વયમાં આવ્યા બાદ આખીયે રકમની માગણી કરે તો સરકાર મુશ્કેલીમાં મૂકાય માટે ચાર પ્રતિષ્ઠિત સજ્જનોની જામીનગીરી લખાવી લીધા સિવાય આવી મોટી રકમ અપાય નહિ. રાણી આવો જવાબ સાંભળી ધૂંવાંપૂંવાં થઈ ગઈ પણ છેવટે આ અપમાન ગળી જઈ ચાર ગૃહસ્થોની જામીનગીરી આપી તેણે રૂપિયા લીધા! બ્રિટિશ બેઈમાનીની આ કિસ્સામાં પરાકાષ્ઠા જોવા મળે છે; કારણ કે આખરે તો બાકી રહેલી દામોદરરાવની રકમ સરકાર ગળપ કરી ગઈ!

આવા અપમાનની અવધિ આટલેથી આવી નહિ. ગંગાધરરાવનું અંગત દેવું ભરપાઈ થાય ત્યાંસુધી રાણીને આપવામાં આવતું પેન્શન બંધ કરવાના હુકમ છૂટ્યા.

આમ લક્ષ્મીબાઇએ ત્રણ વરસ સુધી કંપની સરકાર સામે દલીલપૂર્ણ ફરિયાદો કરવામાં સંતોષ માન્યો. તેણે ઘણી મહેનત કરી જોઈ, દલીલ ભરપૂર પત્રો લખ્યા, સહૃદય અંગ્રેજ રેસિડન્ટ હેમીલ્ટને તેના કથનને ટેકો આપ્યો પણ બધું ધૂળ ઉપર લીંપણ.*

હિન્દી રીતરિવાજોની અવગણના કરનારા આ મેઇમાન ગૃહસ્થોએ ઝાંસીમાં ગોવધની શરૂઆત કરી. દરેક હિન્દુ ગાયનો ભક્ત હોય છે, ગાયને માતા સમજે છે, અને તેની પૂજા કરે છે એ હકીકત તરફ દુર્લક્ષ કરવામાં આવ્યું. ગોવધ બંધ કરવા રાણીએ સરકારને અરજ કરી, ઝાંસીના સંખ્યાબંધ નાગરિકોએ તેને ટેકો આપ્યો છતાં આ અરજ કચરાની ટોપલીમાં નાખી દેવામાં આવી!

દાઝયા ઉપર ડામની માફક આ પ્રકરણ આટલેથી અટક્યું નહિ. ઝાંસીના પ્રસિદ્ધ લક્ષ્મીદેવીના મંદિર માટે ગંગાધરરાવના પૂર્વજોએ તે મંદિરના ખર્ચ પેટે બે ગામ લખી આપેલાં હતાં તે પણ સરકારે આંચકી લેવાનું ઠરાવ્યું, ડેપ્યુટી કમિશ્નરે જૂની વ્યવસ્થા ચાલુ રાખવા ભલામણ કરી. ઉગ્ર વિરોધ નોંધાવ્યો પણ પથ્થર ઉપર પાણી. રાણીનો આત્મા વિષાદ, દુઃખ, ત્રાસ અને અપમાનથી છવાઈ ગયો. તેનું આત્મગૌરવ ઘવાયું. આમ છતાં તેણે ધીરજ ગુમાવી નહિ, આત્મસંયમ તજ્યો નહિ અને પોતાના દૈનિક કાર્યક્રમમાં જરાયે ફેરફાર દેખાવા દીધો નહિ.

આમ આ અબલા પ્રબલા બનવાના મનોરથો ઘડી રહી હતી.

---

* "This happened in 1854. The three years which had passed between that date & the period of which I am writing had in no way reconciled the Rani to a policy which she regarded as unjust to herself and insulting to the family of her late husband. On the contrary, the year 1857 found her brooding over her griefs and panting for revenge." –Kaye & Malleson Vol. III p. 120.

ગુપ્તસંગઠનના વિધાયકોએ સામુદાયિક બળવા માટે નક્કી કરેલી તા. ૩૧ મી મે પાસે આવવા લાગી હતી અને લક્ષ્મીબાઇએ આવેલા અવસરનો ઉપયોગ કરી લીધો. મિરતમાં નિયત તારીખ અગાઉ બળવો ફાટી નીકળેલો હોવા છતાં ઝાંસી ઠરાવેલી તારીખ પર્યંત શાન્ત રહ્યું.

તા. ૧ લી જૂને એક અંગ્રેજના બંગલામાં આગે દેખા દીધી પણ તે આકસ્મિક રીતે લાગી હોવાનું માનવામાં આવ્યું. સામુદાયિક બળવાની યોજના એટલી ગુપ્ત હતી કે, તા. ૩૧ મી મે સુધી અંગ્રેજો બહારની શાન્તિથી ભુલાવામાં પડેલા રહી 'સબસલામત'ના રિપોર્ટો કરી રહ્યા હતા. એક જ અઠવાડિયામાં બાજી પલટાઈ ગઈ, સિપાઇઓ વીફર્યા અને તા. ૮ મી જૂને પચાસથી સાઠ નિર્દોષ અંગ્રેજ સ્ત્રીપુરુષ અને બાળકોની કારમી કતલ કરી, 'ખલક ખુદાકા, મુલક બાદશાહકા, અમલ હિન્દુ–મુસલમાનકા', એની બુલંદ અવાજે ઘોષણા કરતા ફરવા લાગ્યા. આ કતલમાં અંગ્રેજોના વિશ્વાસુ જેલદારોગાએ આગેવાનીભર્યો ભાગ ભજવ્યો હતો.

આ કતલમાં રાણીનો શું હિસ્સો હતો? કે પોતાના ઇતિહાસમાં રાણીને તેમજ તેના નોકરોને દોષમુક્ત કરે છે અને ઉમેરે છે કે, મુખ્યત્વે કરીને આ કૃત્ય આપણા જૂના નોકરોનું જ ગણાય. ઇરેગ્યુલર કેવેલરીમાંથી હત્યાનો હુકમ છૂટયો હતો અને જેલના દારોગાએ તે હુકમ અમલમાં મૂકયો હતો.

મૅલેસન ઉપર જણાવેલા કેના અભિપ્રાયથી જુદો જ અભિપ્રાય દર્શાવી રાણીને દોષિત ઠરાવે છે.

આમ આ કૃત્ય બાબત વિરુદ્ધ અભિપ્રાયો ધરાવતા છતાં બન્ને અને મોટે ભાગે બધાયે ઇતિહાસકારો રાણીના રાજકારભાર, વ્યવસ્થા, હિંમત અને ધૈર્યની પ્રશંસા કરે છે. સિપાઇઓનું ટોળામાનસ રાણીએ પારખી લીધું હતું, તેઓ સર્વે 'દિલ્હી ચલો'ના સૂત્રથી દોરાયલા હતા એટલે રાણી પાસે આવી તેમણે ત્રણ લાખ રૂપિયાની માગણી કરી. રાણી પાસેથી આ રકમ ન મળે તો ઝાંસીની ગાદીએ રાણીના

સગા સદાશિવરાવ નારાયણને સોંપવાની ધમકી આપી. રાણીએ સમય વિચારી એક લાખ રૂપિયા એકત્ર કરી સિપાઇઓને આપ્યા. સિપાઇઓ રૂપિયા મળતાં શાન્ત પડ્યા અને 'ખલક ખુદાકા, મુલક બાદશાહકા, અમલ લક્ષ્મીબાઇકા' એમ બોલતા દિલ્હી તરફ વળ્યા.

ત્યારબાદ રાણીએ પોતાના પ્રદેશમાં સુવ્યવસ્થા સ્થાપી દીધી અને આ સર્વ હકીકત અંગ્રેજ સરકારને લખી મોકલી જણાવ્યું કે, પોતાના સગીર પુત્ર તરફથી અંગ્રેજોવતી એ વહીવટ કરી રહી છે. આ પત્ર દેશવ્યાપી અવસ્થામાં ગુમ થવાનું જણાય છે. રાણીની અસાધારણ પ્રતિભા આમ ઝળકી ઊઠી.

પણ નાના સાહેબની માફક તાત્કાલિક વિજયથી ફુલાઈ જઈ બ્રહ્મભોજન અને દાનદક્ષિણાના સમારંભો યોજી બ્રાહ્મણોના આશીર્વાદોથી પોતાના મનોબળને ઢીલું બનાવે તેવી રાણી નહોતી. તેણે જૂની તોપો ચાલુ કરાવી, સૈનિકોની પુનઃરચના કરી લીધી, કિલ્લાની સુરક્ષિતતા સાધી અને હિંમતથી શત્રુસામનો કર્યો. તેના પોતાના જ સગા સદાશિવરાવે ઝાંસીથી થોડે દૂર આવેલો કિલ્લો કબજે કરી 'ઝાંસીના મહારાજા'નું પદ ધારણ કર્યું હતું, પણ રાણીએ તેનો સામનો કરી તેને નસાડી મૂક્યો અને આખરે કેદ કરી ઝાંસી આણ્યો પણ એટલામાં એક બીજો શત્રુ ફૂટી નીકળ્યો. ઝાંસીથી દોઢ જ માઇલ દૂર આવેલા ઓરછા ગામનો દીવાન નથ્થેખાં મોટું લશ્કર લઇ ઝાંસી ઉપર ધસી આવ્યો. આમ છતાં રાણીએ ધીરજ અને દીર્ઘદૃષ્ટિથી કામ લઇ સર્વે બુંદેલા સરદારોને એકત્ર કરી, તેનો પરાજય કર્યો. આમ બન્ને શત્રુઓનો હ્રાસ કરી રાણીએ પોતાના દત્તક પુત્ર દામોદરરાવને નામે રાજવ્યવસ્થા શરૂ કરી અને અંગ્રેજ સરકારને આગળ જણાવ્યા મુજબ એક વિગતવાર પત્ર પાઠવ્યો.

આમ લક્ષ્મીબાઈ પ્રજાની લાડીલી બની રાજવહીવટ સંભાળી રહી હતી. ન્યાય અને મહેસૂલી તંત્રને સુઘટિત બનાવી ચોર-ડાકુના ત્રાસને તેણે સખત હાથે દાબી દીધો. તેની પ્રજા સુખાનુભવમાં

રચવા લાગી, પ્રાદેશિક હુન્નરઉદ્યોગને ઉત્તેજન આપવામાં આવ્યું અને લોકમાનસે સાચી ક્રાન્તિ અનુભવી. રાણીના અદમ્ય ઉત્સાહની છાપ સર્વે પ્રજાજનો ઉપર પડી. આ છાપ કેટલી ઊંડી અને ઘેરી હતી તેનું પારખું આઠ દસ માસમાં જ થઈ ગયું.

૧૮૫૮ના માર્ચની ૧૯મી તારીખે ઝાંસીથી ઓગણીસ માઈલ દૂર આવેલા 'ચંદનપુર નામના ગામે અંગ્રેજ સરદાર સર હ્યુ રોઝ આવી પહોંચ્યો અને ઝાંસી ઉપર આક્રમણની યોજના ઘડવા લાગ્યો. રાણીએ પણ ઝાંસીના રક્ષણ માટે કમર કસી. તા. ૨૨ મી માર્ચની મધરાત વીત્યાબાદ ઝાંસી ઉપર હલ્લો શરૂ થયો અને બન્ને પક્ષ તરફથી તુમુલ યુદ્ધ શરૂ થયું. અંગ્રેજ સરદાર કસાયલો અનુભવી આદમી હતો. તેનું સૈન્ય શિસ્તબદ્ધ અને કવાયતકાબેલ હતું. વળી બીજે સ્થળે વિજય મેળવતું આ સૈન્ય અહીં સુધી આવી ઉત્સાહી અને ઉમંગી બન્યું હતું. ઝાંસી ઘેરાની હાલતમાં સપડાયું હતું; તેનો પુરવઠો મર્યાદિત હતો. વળી અંગ્રેજી ઢબની કવાયતની ખામી, બહારની કુમકની ઓછી આશા, આ બધીયે પરિસ્થિતિ કાબેલ પુરુષને પણ હંફાવી નાંખી હતોત્સાહ બનાવે તેવી હતી. અંગ્રેજ સરદારની ગણતરી એવી હતી કે, તે ઝપાટાબંધ ઝાંસીને નમાવી શકશે. એશિયાઈ લડાઈઓના પાછલા સો વરસના ઇતિહાસ ઉપર તે મુસ્તાક હતો. ઝાંસીને પદદલિત કરવા તે ઉદ્યુક્ત બન્યો.

અંગ્રેજ વ્યૂહરચનાનો સામનો કરવા રાણીએ પણ સમર્થ પ્રકારની રચના કરી હતી. સખત નાકાબંધી સ્થાપી દીધી હતી. વળી એક જાસૂસદ્વારા પેશ્વાને ગુપ્ત સંદેશો રવાના કરી દીધો હતો.

આવો સંદેશો મળતાં જ તાત્યા ટોપે તેના ગોરિલા સિપાઇઓ સાથે અંગ્રેજ સરદારનો સામનો કરવા ઝાંસીની કુમકે ધસી આવ્યો.

તાત્યાના આવતા અગાઉ સાતઆઠ દિવસમાં ઝાંસીએ કમાલ કરી હતી. પઠાણી પુરુષવેશમાં સુસજ્જ રાણી સિપાઇઓને ઉત્સાહ પ્રેરી રહી હતી. ઝાંસીનાં સ્ત્રી–પુરુષો અને બાળકો પણ કામે લાગી

ગયાં હતાં. દીવાલો સમારવાનું, સિપાઇઓને ખોરાક તથા પાણી પૂરું પાડવાનું, ઘાયલ સિપાઇઓને મલમપટ્ટા કરવાનું વગેરે અનેક કામો પ્રજાજનોમાં યોગ્યતા મુજબ વહેંચી દેવામાં આવ્યાં હતાં. ઝાંસી આમ પૂરઉત્સાહમાં લડી રહ્યું હતું એટલામાં તાત્યા આવી પહોંચ્યો અને અંગ્રેજ સૈન્ય સ્તબ્ધ બની ગયું.

આમ છતાં અંગ્રેજ સરદારે ગભરાટ...દર્શાવ્યા વિના લશ્કરનો થોડો ભાગ તાત્યાનો પ્રતિકાર કરવા માટે રવાના કર્યો. અંગ્રેજ વ્યૂહરચના અને શિસ્તે તાત્યાને નસાડી મૂક્યો. પણ તેની પીછેહઠ અવ્યવસ્થિત નહોતી. આ વ્યવસ્થિત પીછેહઠનાં અંગ્રેજ સરદારે પણ મુક્તકંઠે વખાણ કર્યાં છે. કમનસીબી એટલી જ છે કે આવી શિસ્ત અને વ્યૂહરચના યુદ્ધ વેળા જળવાઈ હોત તો જરૂર યશ સાંપડત. લક્ષ્મીબાઇએ જેવી અગમચેતી અને દીર્ઘદૃષ્ટિ વાપરી બતાવ્યાં તેવી દીર્ઘદૃષ્ટિ દાખવવામાં બીજા સૂત્રધારોએ કાળજી રાખી હોત તો? રાણીએ ઝાંસી આજુબાજુના પ્રદેશમાં શત્રુસૈન્યને ઉપયોગી નીવડે એવું ઘાસનું એક તરણું પણ ઊભું રહેવા દીધું નહોતું. અંગ્રેજ લશ્કરે તાત્યાં ટોપેનો પીછો પકડી તેની ઘણીખરી તોપો કબજે કરી.

આ બાજુ ઝાંસીમાં બધા ઉત્સાહમાં આવી લડી રહ્યા હતા. તોપના ભયંકર વિનાશકારી ગોળા ગર્જના કરતા હતા. રાણી રણચંડીની માફક ઘૂમી રહી હતી. ઘેરાને દસ અગિયાર દિવસ થઈ ગયા હતા. તા. ૨ જી એપ્રિલે અંગ્રેજ સેનાપતિને કંઈક આશા પડી. ઝાંસીનું સૈન્ય તાત્યાની હાર પછી જરા હતોત્સાહ બનવા લાગ્યું હતું, તે પાછું સજાગ બની ભારે હિંમતથી લડી રહ્યું હતું; કારણ કે, ગુપ્તચરદ્વારા એવી બાતમી મળી હતી કે, અંગ્રેજો કંટાળી જવાથી ઘેરો ઉઠાવી લેવાની વિચારણા ચલાવે છે. બીજે જ દિવસે આ બાતમી પરિણામે ખોટી ઠરી અને કોઈ દેશદ્રોહીએ ઝાંસીમાં પ્રવેશ કરવાના છૂપા રસ્તાની અંગ્રેજોને જાણ કરી.

આમ આખરે ઝાંસી પડ્યું. રાણીના મનોરથો ધૂળમાં મળી ગયા. રાણી સમય વરતી પોતાના સૈનિકો સાથે નાસી છૂટી પેશ્વાને જઈ મળી અને ઝાંસીની શેરીઓમાં હાથોહાથની લડાઈ જામી. આગળ વધતા લશ્કરનો માર્ગ રોકવા રસ્તાની બન્ને બાજુનાં મકાનો સળગાવી મૂકવામાં આવ્યાં હતાં અને રાજમહેલ આગળ બન્ને પક્ષો જીવ ઉપર આવી લડી રહ્યા હતા. રાણીના નિમકહલાલ આરબો ભયંકર સામનો કરી કપાઈ મૂવા. મહેલને ઓરડે ઓરડે તુમુલ યુદ્ધ જામ્યું. આમ છતાં આખરે અંગ્રેજો ફાવ્યા અને રાજમહેલનો કબજો તેમણે લીધો. આ ઉપરાંત મહેલના તબેલાનો કબજો રાણીના પચાસ અંગરક્ષકો સાચવી રહ્યા હતા તે પણ પરાક્રમની પરાકાષ્ઠા સાધતા ત્યાં જ મરણશરણ થયા. આમ ઝાંસીનું પતન થયું. તા. ૫ મી એપ્રિલે અંગ્રેજોએ કિલ્લાનો કબજો પાછો મેળવ્યો. એમ કહેવામાં આવે છે કે, અંગ્રેજ લશ્કરે ઝાંસીના પાંચ હજાર નાગરિકોની કતલ કરી. કેટલાકે આબરૂ વહાલી કરી પોતાનાં સ્નેહીઓને મારી નાંખી આત્મહત્યા કરી. કેટલીક સ્ત્રીઓ શિયળ સાચવવા કૂવામાં પડી. આપઘાત કર્યો. ઝાંસીનો કિલ્લો તથા શહેર લૂંટવામાં આવ્યાં.

રાણીએ કાલ્પી જઈ તાત્યા ટોપે તથા રાવસાહેબ સાથે મસલત કરી કુંચ અને ગલાવેલી નામનાં બે સ્થળે રાણી અપૂર્વ અને અતૂટ હિંમત દર્શાવી યુદ્ધમાં ઊતરી, બન્ને જગાએ હાર થઈ.

વળી પાછી મંત્રણાઓ ચાલીઃ રાણીની તીક્ષ્ણ બુદ્ધિએ એક નવો માર્ગ દાખવ્યો. આ નવો માર્ગ ગ્વાલીઅરને બળવાના કેન્દ્રમાં ફેરવી દેવાનો હતો. જયાજીરાવ સિન્ધિઆ તથા તેનો દીવાન દિનકરરાવ અંગ્રેજોને પડખે રહ્યા હતા, પણ તેની પ્રજામાં બળવાના અંકુરોએ કંઈક દેખા દીધી હતી. આ પરિસ્થિતિનો લાભ લઈ ગ્વાલીઅર કબજે કરવાનું રાણીએ વિચાર્યું. આ વિચાર તરત જ અમલમાં મૂકચો પણ ખરો. ઝડપી વિચાર અને વિદ્યુતવેગી આચાર એ રાણીનું સૂત્ર

હતું. સિન્ધિઆ તથા તેનો દીવાન નાસી છૂટયા અને આગ્રે પહોંચ્યા બાદ છૂટકારાનો દમ ખેંચી શક્યા.

ગ્વાલીઅરનો કિલ્લો, ખજાનો, દારૂગોળો વગેરે કબજે કરી સિપાઇઓને બક્ષિસ આપી સંતોષી લીધા. નાના સાહેબને પેશ્વાપદે સ્થાપી રાવસાહેબને તેના પ્રતિનિધિ તરીકે જાહેર કરવામાં આવ્યા અને આ બાબતનો સમારંભ તા. ૩ જી જૂન ૧૮૫૮ના રોજ યોજવામાં આવ્યો. તાત્યા ટોપેની નિમણૂક સેનાપતિપદે થઈ.

આમ ગ્વાલીઅરને બળવાનું મજબૂત કેન્દ્ર બનાવવામાં આવ્યું. પેશ્વાની પ્રતિષ્ઠા પ્રજાએ પરખી લીધી. પણ આ પ્રતિષ્ઠાની ફરી સ્થાપના સાથે જે આમોદપ્રમોદ, બ્રહ્મભોજન અને રંગરાગ શરૂ થયા તેમાં બધા ગાંડાતુર થઈ જવાથી ક્ષિતિજ ઉપર સ્પષ્ટ દેખાતો ભય નિવારવાનું લક્ષ્મીબાઈ સિવાય કોઇને સૂઝયું નહિ. આ વિષે રાણીએ પેશ્વાને સ્પષ્ટ શબ્દોમાં ચીમકી આપી પણ પુરુષ સુલભ અભિમાને અબલાના સાચા બોલની અવગણના કરવામાં મર્દાનગી જોઈ. તાત્યા ટોપે જેવો સમર્થ સેનાપતિ પણ રાણીના બોલ વિચાર્યા વિના સુખચેનમાં મશગૂલ રહ્યો.

વૃદ્ધ અંગ્રેજ સરદાર સર હ્યુ રોઝે તાત્યાના સૈન્યને તૈયાર થવાનો સમય આપ્યા વિના જ છાપો માર્યો અને હાથોહાથની બે કલાકની લડાઈ બાદ મોરારની છાવણી કબજે કરી. આ લડાઈ બાદ બે જ દિવસમાં ગ્વાલીઅર જીતી લેવામાં આવ્યું. બગડેલી બાજી સુધારી લેવા રાણી સિપાઇઓને ઉત્સાહ આપતી સૈન્યમાં ઘૂમી રહી હતી પણ અદષ્ટના લેખ ભૂંસવા તે શક્તિમાન નહોતી.

પોતાના થોડાક પરિચારકો તથા એક દાસી સાથે પોતાનો ઘોડો પૂરવેગે દોડાવતી તે રણક્ષેત્ર છોડી ચાલી નીકળી. દાસી ઉપર ઘા કરનારા એક અંગ્રેજને પૂરો કરી તે આગળ વધી રહી હતી. રસ્તામાં એક નાનો વાંકળો આવ્યો ત્યાં તેનો ઘોડો મૂઢની જેમ અકડાઈ ઊભો. પાછળ અંગ્રેજ સવારો ધસી રહ્યા હતા તે આવી

પ્હોંચ્યા. રાણી તરવારના પટા ખેલવા માંડી, આત્મરક્ષણ સાધવા અંતિમ પ્રયાસ કર્યો. રાણી ઠેરઠેર ઘવાઈ હતી; શરીરમાંથી લોહીના ફુવારા ઊડી રહ્યા હતા; છાતીમાં સંગીનની અણી ખૂંપી ગઈ હતી; ખોપરી ઉપર જીવલેણ ઘા પડી ચૂક્યો હતો. આમ છતાં તેણે ચેતન્ય ગુમાવ્યું નહોતું, જીજીવિષા તજી નહોતી, હિંમત હારી નહોતી. આવી અંતિમ હાલતમાં પણ તેણે પોતાના ઉપર ઘા કરનારને કાપી નાંખ્યો અને પોતે જમીન ઉપર ઢળી પડી.

રાણીના વફાદાર સેવકે પાસેની ગંગાદાસ બાવાની ઝૂંપડીમાં રાણીને લઈ જઈ સુવાડી અને પાણી પાયું. રાણીનું જીવન વહી રહ્યું હતું, તેની છેલ્લી ક્ષણો આવી પહોંચી હતી, તે વીરોચિત મૃત્યુ મેળવી પરલોક સીધાવી.

मनसा चिन्तितं कार्यं दैवमन्यत्तु चिन्तयेत् ।

## ૪. કુંવરસિંહ

શાહજહાનના સમયમાં કુંવરસિંહના પૂર્વજોને રાજાનો ઇલકાબ આપવામાં આવ્યો હતો. કુંવરસિંહ બિહારમાં આરા જિલ્લાનો કુલીન જમીનદાર હતો. જાતનો તે રજપૂત હતો. ૧૮૫૭ની પ્રભાવશાળી વ્યક્તિઓમાંનો તે એક હતો. '૫૭માં તેનું વય ૮૦ વરસનું હતું. આરાની નજીક આવેલું જગદીશપુર તેનું નિવાસસ્થાન હતું. અહીં પોતાના મહેલ પાસે એણે એક સુંદર દેવાલય બંધાવ્યું હતું. લગભગ બધાયે બળવાના સૂત્રધારોની માફક એના જીવનની વિગતવાર હકીકત મળતી નથી. પણ લોકવાયકા એવી છે કે, બાળપણથી જ એને મર્દાનગી રમતગમતનો શોખ હતો. ભણવાગણવાનું રુચિકર નહોતું.

તેના જન્મકાળ સમયે અંગ્રેજોની સત્તા બંગાળ-બિહારમાં જામતી હતી. પહેલો અંગ્રેજ ગવર્નર જનરલ હેસ્ટીંગ્સ સત્તારૂઢ બન્યો હતો અને હિંદમાં તેણે અનેક કાવાદાવાના પાસા ફેંકવા માંડ્યા હતા. કુંવરસિંહના પિતાનું નામ શાહજાદસિંહ. મુગલાઇ છિન્નભિન્ન થઇ તે કાળ

અગાઉથી જમીનદારો સમૃદ્ધ બનતા આવ્યા હતા. મોગલોના સમયમાં સરકારી તિજોરીમાં અવારનાર ભરણું કર્યા બાદ આ જમીનદારો પોતાની જાગીર અને પ્રજાના સ્વતંત્ર માલિક હતા. કંપનીનું રાજ સ્થપાયા બાદ ધારાધોરણોનો કડકપણે અમલ થવા લાગ્યો અને સરકાર સારાની રકમોની વસૂલાત પૂરેપૂરી લેવાની શરૂ થઈ. વધુ સારી રાજવ્યવસ્થાને નામે જમીનદારોની સ્વતંત્રતા નષ્ટ થવા માંડી.

બિહારી રિવાજ મુજબ કુંવરસિંહને બધા બાબુ કુંવરસિંહના નામે પિછાણતા. આમ તો બાબુને પિતા તરફથી સારી સંપત્તિ મળી હતી. શાહજાદસિંહને ચાર દીકરા હતા તેમાં બાબુ કુંવરસિંહને જમીનદારીમાં બાર આની ભાગ આપી બાકીના ચાર આની ત્રણ પુત્રો દયાળસિંહ, રાજપતિસિંહ અને અમરસિંહને આપી હતી. જૂના કાળની જમીનદારીમાં ઉછરેલા આ ગૃહસ્થોના કારભારમાં ધીરેધીરે અવ્યવસ્થાએ પગપેસારો કર્યો. પલટાતા સમયનાં એંધાણ તે પારખી શક્યા નહિ. જૂના સમયની કુલીનતામાં રહેલાં સદ્‌ગુણો પણ દુર્ગુણોની માફક કારી નીવડે છે એ ભાન તેમને રહ્યું નહિ. કુંવરસિંહની ઉદારતા પ્રસિદ્ધ હતી. ખર્ચ ઉપર અંકુશ નહોતો. હાલમાં પણ સંયુક્ત કુટુંબોમાં બને છે તેમ બાપીકી મિલકતમાંથી ખર્ચ કાઢવાનો દરેક જણ પોતાનો જન્મસિદ્ધ હક્ક સમજતો અને તે પ્રમાણે વર્તન રાખતો. આમ અવ્યવસ્થા, ગેરવહીવટ અને ઉદારતાને પરિણામે બાબુને વ્યાજે પૈસા લેવાની ફરજ પડતી. આથી તેનું દેવું વધતું ચાલ્યું.

જગદીશપુરની આસપાસ ગાઢ જંગલ હતું. આ જંગલમાં ઇમારતી લાકડાંનો તોટો નહોતો. એમાંથી ઉત્પન્ન પણ સારી પેઠે થાય તેમ હતું. પણ કુંવરસિંહ આ વનમાંનું એક પણ ઝાડ કાપવા દેતો નહિ. આ જંગલમાં તે શિકારની મોજ માણતો.

આ સ્વતંત્ર મનમોજી બાબુની પ્રતિભા અને શૌર્યનો પ્રભાવ બિહારવાસીઓ ઉપર ઠીક પડયો હતો. તેની શેહ એટલી બધી હતી કે, જ્યારે તે બહાર નીકળતો ત્યારે તે સમયના રિવાજ મુજબ રસ્તાની

બંને બાજુ લોકોની હાર બંધાઇ જતી અને તેઓ ઝૂકીને સલામ કરતા. દુકાનદારો બાબુના માનમાં ઊભા થઈ જતા. તેની હાજરીમાં કોઈ તમાકુ સુંઘી શકતું નહિ. તે અંગ્રેજોનો સાચો સહાયક હતો અને તેમને મુશ્કેલીઓને પ્રસંગે મદદ પણ કરતો હતો.

૧૮૫૭ ની શરૂઆતથી જ આખાયે બિહારમાં ગંભીર પ્રકારની હિલચાલ ચાલુ થઈ ગયેલી હતી. વહાબીપંથના મુસ્લિમો ગુપ્ત યોજનાઓ ઘડી રહ્યા હતા. સિપાઇઓ ધર્મનાશના ભયે ક્યારે વિફરી બેસશે તેની ખાત્રી નહોતી. આ અરસામાં આરાના મેજીસ્ટ્રેટે સ્થાનિક જેલમાં માટીના વાસણોમાં કેદીઓને ખાવાનું આપવાનું ફરમાન કાઢ્યું. માટીનાં વાસણ એકવાર વાપર્યા પછી ફેંકી દેવામાં આવે છે એ હકીકત મેજીસ્ટ્રેટના ધ્યાનમાં રહી નહિ. હિંદમાં હાલ પણ એ જ પ્રથા ચાલુ છે. માટીનાં બટેરાંમાં ચાહ પીધા બાદ ફેંકી દેવામાં આવે છે. આવાં માટીનાં બટેરાં ધોઇ નાંખી ફરી વાપરવાનો હુકમ છૂટતાં હિંદુ કેદીઓ રોષે ભરાયા અને હુકમનો ભંગ કરવા તત્પર થયા. આ કટોકટીની વેળાયે બાબુ કુંવરસિંહની મદદ માગવામાં આવી. કુંવરસિંહે જ્યારે કેદીઓને આશ્વાસન આપ્યું કે, માટીનાં વાસણને ધોઇ નાખ્યા બાદ ફરી ઉપયોગમાં લેવા બદલ તેમને કોઇ જ્ઞાતિ બહાર મૂકી શકશે નહિ ત્યારે જ કેદીઓએ તેમ કરવા કબૂલ્યું. અંગ્રેજ મેજીસ્ટ્રેટ બાબુની સહાય વિના આ બાબતમાં કદી સફળ થાત નહિ.

બાબુની ઉદારતા બેનમૂન હતી. તેના મહેલ પાસે એક સુંદર બાગ હતો. આ બાગમાં ફૂલછોડ એટલા બધા હતા કે જાણે ફૂલની ચાદર બિછાવી હોય એવો દેખાવ બની જતો. કોઇ બ્રાહ્મણ દેવપૂજા અર્થે આ બાગમાંથી ઘણાં ફૂલ લઇ જતો. બાબુને આ ગમતું નહિ. પણ ફૂલ દેવને અર્થે જતાં હોવાથી તેનું ભાવિક દિલ બ્રાહ્મણને ફૂલ ચૂંટતાં અટકાવી શકતું નહોતું. આથી એણે બાગમાંથી એક વીઘા જેટલી જમીન તે બ્રાહ્મણને દાન કરી દીધી. આમ ગરીબ બ્રાહ્મણકુટું-

માનીની સંખ્યાબંધ કથાઓ પૂરી પાડે છે એ આપણે આ ખંડમાં વિચાર્યું છે.

આવો ઉદાર રજપૂત રાજા ધીરેધીરે દેવામાં ડૂબતો જતો હતો. આમ છતાં તેની શાખને બટ્ટો લાગ્યો નહોતો. તેની ઈમાનદારીમાં દરેકને દૃઢ વિશ્વાસ હતો. તેની જમીનદારી મામૂલી નહોતી. પણ જે વેપારીઓએ તેને પૈસા ધીરેલા તે તો વ્યવહારદક્ષ વાણિજ્યવૃત્તિપ્રધાન આદમીઓ હતા. કથાકીર્તનમાં ઉદારચરિત મહાત્માઓના આખ્યાનો આવે ત્યારે સહૃદયતા અને સહાનુભૂતિ દર્શાવતા પણ વ્યવહારમાં **स्पष्ट वक्ता सुखी भवेत्** એ સૂત્ર અનુસરતા. વળી કેટલાકે તો રકમ ધીરતી વેળાયે જ બાબુની કેટલીક જાગીર પોતાને હાથ પચી જાય એવી સ્વાભાવિક ઇચ્છા પણ સેવી હોય તો નવાઇ નહિ. ધીરધાર કરનાર સજ્જનોની બાજદૃષ્ટિ જે દેવામાં ડૂબ્યો હોય છે એની મિલકત ઉપર જ સદા રહે છે અને દેવાદાર એનાં કૃત્યોથી વધુ ને વધુ દેવાના ભાર તળે ડૂબતો જાય એવી તેમની નેમ હોય છે. પણ આ વૃત્તિ જ્યાં દેવાદારની મિલકત સદ્ધર હોય ત્યાં રહે છે. બાબુ કુંવરસિંહ પણ આ પ્રમાણે લેણદારોની નાગચૂડમાં ભરાયો હતો. તેના ઉપર દાવો માંડવામાં આવ્યો. આખરે તેની જમીનદારી હરરાજ કરવાનો હુકમ છૂટયો.

આમ છતાં લેણદારોએ તુરતાતુરત હરરાજી કરવાની ઇચ્છા દર્શાવી નહિ. બાબુનો પ્રતાપ એમને ડારતો. વળી અંગ્રેજ અમલદારો સાથે બાબુને ઠીક લાગવગ હતી. બિહારનો કમિશ્નર ટેલર એનો મિત્ર હતો અને એની ગણના વફાદાર અને રાજનિષ્ઠ સજ્જન તરીકે થતી. બાબુ કુંવરસિંહ હરેક રીતે અંગ્રેજ સત્તાને મદદગાર નીવડે એવો છે એમ ધારી બિહારની સરકાર એની જમીનદારી બચાવી લેવાના પ્રયાસ કરી રહી હતી. આ અરસામાં બાબુએ વીસ લાખ રૂપિયા મેળવવાનો પ્રબંધ કર્યો અને પોતાની જમીનદારીની આવકમાંથી આ દેવું પાછું વાળવાનો હુકમ જિલ્લા કલેક્ટર પાસે મેળવી લીધો. લેણ-દારોનાં દેવાં પતાવી નાંખવાની પણ યોજના ઘડવામાં આવી. આમ

વીસ લાખ રૂપિયા જેટલી મોટી રકમનું દેવું ક્રમશઃ ભરપાઈ કરી ઋણ મુક્ત થઈ જવાનાં સ્વપ્નાં બાબુ સેવી રહ્યો હતો પણ **मनसा चिन्तितं कार्यं दैवमन्यत्त चिन्तयेत्।** એ ન્યાયે એની ધારણા બર આવી નહિ. મહેસૂલી સત્તાધીશે કમિશ્નર મારફત બાબુને લખી દીધુંઃ 'જો એક માસમાં બધા પૈસા નહિ મળે તો રેવન્યુ બોર્ડ સરકારને તમારી જમીનદારી સાથેનો બધો સંબંધ છોડી દેવાની સલાહ આપશે. ત્યારબાદ સરકાર તમારી જમીનદારી સંબંધનું કોઈ પણ કામ કરશે નહિ.'

બાબુ કુંવરસિંહ આ જવાબથી હતાશ બન્યો. તેની રાજ-નિષ્ઠાના પાયામાં ઘા કરવામાં આવ્યો હોવા છતાં તે અડગ રહ્યો. કમિશ્નર ટેલરે બોર્ડનો નિર્ણય ફેરવવા અથાગ શ્રમ લીધો, લેફ્ટેનન્ટ ગવર્નરને તેણે આ બાબત એક ખાનગી કાગળ લખ્યો પણ હુકમમાં કાંઈ ફેરફાર થયો નહિ.

આમ તેની રહીસહી આશાઓના ચૂરા થઈ ગયા. દેવાના બોજાથી દબાયલી પોતાની સંપત્તિ લીલામ થશે એ વિચારથી એ મૂઢ બની ગયો. અંગ્રેજ રાજસત્તાની તુમાખી, અવિચારીપણું અને બેઈમાનીનું તેને પ્રત્યક્ષ દર્શન થયું.

વળી તેનું સાંસારિક જીવન કેટલાયે સમયથી ખોટકાઈ પડ્યું હતું. તેનો એકનો એક પુત્ર દલભંજનસિંહ, વીરભંજન નામનો ગાંડા જેવો પુત્ર મૂકી મૃત્યુ પામ્યો હતો. બાબુને ભાઈભત્રીજાનો પરિવાર હતો પણ પુત્ર મરણની યાદી તેના દૃઢ મનોબળને પણ હચમચાવી નાંખતી. આમ વૃદ્ધાવસ્થામાં તેને દરેક બાજુથી નિરાશા અને નિષ્ફળતાએ ઘેરી લીધો હતો છતાં તેના સ્વાભાવિક વર્તનમાં લેશ માત્ર ફરક પડયો નહોતો.

૧૮૫૭ના જૂનની ૧૪મીએ કમિશ્નર ટેલરે સરકારને જણાવ્યું હતુંઃ "ઘણા લોકોએ મને જમીનદારો વિરુદ્ધ અને ખાસ કરીને કુંવરસિંહ વિરુદ્ધ લખી જણાવ્યું છે પણ કુંવરસિંહ સાથે મારે

એવો ગાઢ સંબંધ છે કે, હું તે માનવા તૈયાર નથી." આ પત્ર બાદ ૮ મી જુલાઇએ કમિશ્નરે ફરી લખ્યું :

" કુંવરસિંહ ન કરી શકે તેવું આ દુનિયામાં કાંઈ નથી. પરંતુ અત્યારે તે નિરાધાર છે. મારા ઉપર અનેકવાર× પોતાની રાજનિષ્ઠા દર્શાવનારા પત્રો એણે લખ્યા છે." કુંવરસિંહના જીલ્લા કલેક્ટરે પણ એની રાજનિષ્ઠા બાબત સંતોષ વ્યક્ત કર્યો હતો.

આમ સત્તાવનનો દાવાનળ સળગી ઊઠ્યા બાદ કુંવરસિંહે કાંઇ પગલું લીધું નહોતું. તેના બન્ને સલાહકારો રણદલનસિંહ અને હરેકૃષ્ણસિંહ કુંવરસિંહને બળવાનું સુકાન હાથમાં લેવા આગ્રહભરી વિનંતિ કરી રહ્યા હતા. આ અરસામાં કમિશ્નર ટેલરને પણ તેના સલાહકારો વિનવી રહ્યા હતા; " કુંવરસિંહ ક્યારે ફરી બેસશે તેની શી ખાત્રી ? આવો પ્રતિભાશાળી રાજા જેવો જમીનદાર બળવામાં પોતાનો સાથ આપશે તો ઘણી ખાનાખરાબી થશે. કાશીથી કલકત્તા સુધીનો પ્રદેશ જોખમાઈ જશે; અને જનસમુદાય આ વૃદ્ધ નિર્ભય અને ટેકીલા જમીનદારની હાકલ સાંભળી સફાળો સચેત બની જશે તો આપણા હાલ બૂરા થશે. આથી જેમ પટણાના ત્રણ મોલવીઓને શરૂઆતમાં જ યુક્તિસર અટકમાં લઈ લીધા તેવી રીતે કુંવરસિંહને કબજામાં લઈ લેવો જોઇએ." આમ સલાહ મળી રહી હતી એટલામાં એક નજીવો પ્રસંગ બની ગયો અને ટેલરનો સંશય વધુ ગાઢ બન્યો.

દાનાપુરના સિપાઇઓએ નવા કારતૂસો લેવાની ના પાડવાથી ટેલરે કુંવરસિંહ તેમજ ડુમરાવના રાજાને બોલાવ્યા અને સિપાઇઓને સમજાવવાનું કહ્યું. આ સિપાઇઓ પોતાના પ્રદેશના ન હોવાથી પોતાની લાગવગ અસરકારક નહિ નીવડે એમ કુંવરસિંહે સ્પષ્ટ જવાબ આપ્યો. આવા જવાબથી ટેલર વહેમાયો અને મિત્ર મટી શત્રુ બન્યો.

---

× Kaye : Sepoy war : Vol III P. 98.

આ પરિસ્થિતિમાં અમલદારો કુંવરસિંહની બરોબર તપાસ રાખવા લાગ્યા હતા. આ વૃદ્ધ જમીનદાર વિરુદ્ધ સારી પેઠે ફરિયાદો થવા માંડી હતી. તે આધારે એના આરાના મકાનની ઝડતી લેવામાં આવી, પણ તેમાંથી કાંઇ વાંધાભર્યું મળી આવ્યું નહિ. આથી પણ ટેલરનો વહેમ દૂર થયો નહિ. ગયાના કલેક્ટર મનીએ કુંવરસિંહ સાથે સારું વર્તન રાખવાનું જણાવ્યું હતું: "જો કુંવરસિંહ જેવા શક્તિમાન જમીનદાર ઉપર શંકા આણવામાં આવે અને તેને છંછેડવામાં આવે તો કદાચ સરકાર વિરુદ્ધ પડે અને બીજા પણ તેનો દાખલો લે એ સ્વાભાવિક છે." આરાના મેજીસ્ટ્રેટ વેક પણ આ જ પ્રકારનો અભિપ્રાય આપ્યો હતો* આવી સાવચેતીની સલાહનો સદુપયોગ કરવાને બદલે ટેલર મિત્રદ્રોહ કરવા તત્પર થયો. કુંવરસિંહને પટણા તેડી લાવવા સૈયદ આઝમુદ્દીન હુસેન નામના ડેપ્યુટી કલેક્ટરને તેણે મોકલ્યો. આ સૈયદ કુંવરસિંહનો મિત્ર હતો. પોતાના મિત્ર પાસેથી ટેલરનો મનોભાવ જાણી કુંવરસિંહ ખિન્ન બની ગયો. કંઈક બહાનું કાઢી એણે પટણા જવાનું મોકૂફ રાખ્યું.

આમ બળતામાં ઘી હોમાઈ રહ્યું હતું. આ તાકડે તેના બંને સલાહકારો દગાબાજ બેઈમાની અંગ્રેજોથી ચેતીને ચાલવા સંબોધી રહ્યા હતા. બન્ને તેને કહેવા લાગ્યા: "તમારી રાજનિષ્ઠાનો નતીજો નીરખ્યો! આજ સુધી તમે કંપની સરકારના હિતમાં કેટલી સેવા આપી રહ્યા છો! જેલમાં કેદીઓ બેદિલ બની એકસંપી બન્યા ત્યારે તમે તેમને શાન્ત કરી અંગ્રેજોને ચિન્તામુક્ત કર્યા. કંજૂસ અંગ્રેજ અમલ દરમિયાન શું ધાતુ પાત્રોની એવી તંગી થઈ ગઈ હતી કે, માટીના બટેરાં વાપરવાનું ફરમાન જેલમાં કાઢવામાં આવ્યું! બળવાની શરૂમાં આરાથી પટણા તિજોરી લઈ જવામાં તમે એકનિષ્ઠાથી મદદ કરી હતી, પણ બેવફા, બેઈમાની અંગ્રેજે તેનો બદલો શું વાળ્યો? સરકારે તમારા વિરુદ્ધનો હુકમ બજાવવામાં માત્ર એક જ માસની મુદત આપી

* (Martin Indian Empire Vol II P. 400.)

તમને હેરાન પરેશાન કરવામાં શું બાકી રાખ્યું છે ?' આ ઉપરાંત તમારા દિલદાર દોસ્ત કમિશ્નર ટેલરે તમને અટકમાં લેવા પ્રયત્ન કરી જોયો. આમ છતાં તમારી રાજનિષ્ઠા કેમ ઢીલી પડતી નથી ? સિપાઇઓ તેમજ આમ જનતા તમારી સરદારી નીચે અંગ્રેજ અમલને ફગાવી દેવા આતુર બની બેઠી છે. આપણા મહેલના કોઠારમાં વીસ હજાર માણસોને છ માસ સુધી ચાલી શકે એટલું અનાજ સંગ્રહેલું છે. શસ્ત્રાસ્ત્રો આપણે નીપજાવી શકીશું. જરૂર માત્ર તમારે સરદારી લેવાની છે. હવે તમારે આખરી નિર્ણય લેવાની તક આવી પહોંચી છે."

કુંવરસિંહે પોતાના સલાહકારો ઉપરાંત ભાઈ અમરસિંહ તથા ભત્રીજાઓની સલાહ લીધી. એમણે બળવામાં જોડાવાની સલાહ આપી નહિ, કુંવરસિંહને આમ દ્વિવિધ સલાહ મળી, પણ તેની દ્વિધા ઝાઝો સમય ટકી નહિ, દિલ્હીસમ્રાટ બહાદુરશાહની માફક તે વિચારમાં ગોથાં ખાતો નહોતો. તે કાર્યપરાયણ અને કુશળ આદમી હતો. અંગ્રેજ દગાબાજી અને બેઈમાનીથી તેનું લોહી તપી ઊઠ્યું હતું.

દાનાપુરથી બંડખોર સિપાઇઓ આરા આવી પહોંચ્યા હતા તેમને તે જઇ મળ્યો. સિપાઇઓએ કુંવરસિંહને નેતા બનાવ્યો અને તેની સરદારી નીચે એકત્ર બન્યા. કુંવરસિંહના ભાઈ તથા ભત્રીજાઓએ પણ સમય પારખી પોતાના મોટાભાઇને સક્રિય સાથ આપ્યો.

આ સેના આરામાં જઇ પહોંચી. ત્યાંનો ખજાનો લૂંટવામાં આવ્યો, કેદીઓને છૂટા કર્યા અને સરકારી ઓફિસો બાળી નાંખવામાં આવી. પછી આરાના કિલ્લાને ઘેરો ઘાલ્યો. આ કિલ્લામાં કેટલાક અંગ્રેજ અને શીખ સૈનિકો હતા તેમણે બહાદુરીભર્યો સામનો કર્યો.

દાનાપુરથી કેપ્ટન ડનબારની સરદારી નીચે ત્રણસો અંગ્રેજ અને
લશ્કર આરાની વહારે ધાયું. પણ આરા પાસેના એક
હે પોતાની સેનાનાં કેટલાંક માણસો છુપાવી
ક રાત્રે ડનબારના સૈન્ય ઉપર હલ્લો કર્યો.
. ભયંકર કાપાકાપીને પરિણામે પચાસેક

જણા બચ્યા તે જીવ લઇને નાઠા. કેપ્ટન ડનબાર આ યુદ્ધમાં મરણશરણ થયો.

પણ બે ત્રણ દિવસમાં મેજર આયર મોટું લશ્કર લઈ તોપો સાથે ધસી આવ્યો અને કુંવરસિંહને પાછું હઠવું પડ્યું. આઠ જ દિવસમાં આરાનો ઘેરો પૂરો થયો અને કુંવરસિંહ જગદીશપુર પાછો વળ્યો. આયરે તેની પૂંઠ પકડી તેનો જગદીશપુરનો મહેલ કબજે કર્યો. કુંવરસિંહને ભાગવું પડ્યું. તેના મહેલને જમીનદોસ્ત કરવામાં આવ્યો. તેણે બંધાવેલા એક મંદિરને તોડી પાડવામાં આવ્યું. અનાજના કોઠારનો કબજો અંગ્રેજ સરદારે લઈ લીધો અને બધુંયે અનાજ પ્રજામાં વહેંચી દીધાની એ સરદાર બડાશ હાંકવા લાગ્યો.

પોતાના સ્ત્રીવર્ગ ઉપરાંત આશરે બારસેં સિપાઇઓ સાથે ૧૮૫૭ના ઓગસ્ટમાં તેને ચાલી નીકળવું પડ્યું. હવે તે પૂરેપૂરો વિફર્યો હતો. પોતાનું જીવન હોડમાં મૂકી રણસંગ્રામ ખેલવા આ એંશી વરસનો બુઢ્ઢો આતુર બન્યો હતો.

અંગ્રેજ ઇતિહાસકારોએ એના યુદ્ધકૌશલ્યને મુક્તકંઠે વખાણ્યું છે. તાત્યા ટોપે તથા ફૈઝાબાદના મોલવી જેવો તે પાવરધો અને રણકુશળ હતો એમ મેલેસન લખે છે. જો તેના સૈનિકો શિસ્તબદ્ધ રહ્યા હોત તો આરા આગળ જ એના અપ્રતિમ શૌર્યનો પરચો અંગ્રેજોને મળી જાત અને બળવાનો રંગ કંઈ ઓર સ્વરૂપ પકડત. પણ શું બનત તેની ચર્ચા કરવી વ્યર્થ છે. આરાની અંગ્રેજોની જીતે બળવાના પ્રવાહને ખાળવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે.

શસ્ત્રાસ્ત્ર અને સૈન્યની તંગીથી પીડાતો કુંવરસિંહ જગદીશપુર છોડી નીકળ્યો હતો પણ જ્યારે એણે મધ્ય અને ઉત્તર હિન્દમાં પગપેસારો કર્યો ત્યારે આ ખોટ ભાંગી. અસંખ્ય સિપાઇઓ એની સરદારી નીચે એકઠા થયા. જુદે જુદે સ્થળેથી હથિયારો મેળવવામાં આવ્યાં. કુંવરસિંહ સુસજ્જ બની આઝમગઢ ઉપર હલ્લો કરવા તૈયાર થયો.

આઝીમગઢ જીત્યાબાદ અલ્હાબાદ તથા કાશી ઉપર હુમલો કરી જગદીશપુર જવાની તેની નેમ હતી.

૭ માસ ઉપરાંત અંગ્રેજોને હંફાવતા કુંવરસિંહે આઝીમગઢ પાસે અતરૌલિયામાં ૧૮૫૮ ના માર્ચની ૧૮ મીએ તંબૂ તાણી પડાવ નાંખ્યો. ત્યાં મિલમેનની સરદારી નીચેના લશ્કરનો ભેટો થયો. આ લડાઇમાં કુંવરસિંહ પાછો હઠવા લાગ્યો ત્યારે અંગ્રેજો સમજ્યા કે તે હાર પામી પાછો હઠે છે. આવી ખોટી માન્યતાથી દોરાઇ વિજયના ઉન્માદથી ઘેલા બનેલા અંગ્રેજ સરદારે એક આંબાવાડિયામાં પોતાની સેનાને ભોજન સારુ થોભાવી. કુંવરસિંહ અહીંના જંગલની રજેરજ ભૂમિ ખૂંદી વળ્યો હતો. ઘડપણમાં પણ તે યુવાનની માફક ઘૂમતો હતો. અચાનક એણે છાપો માર્યો. અંગ્રેજ સેનાનાં અનેક માણસો માર્યાં ગયાં. કેટલાયે જીવ લઇને નાઠા. કુંવરસિંહે તેમની પૂંઠ પકડી. આ યુદ્ધમાં તોપો તથા લશ્કરી સરંજામ કુંવરસિંહને સારા પ્રમાણમાં સાંપડયો.

આ અરસામાં એક બીજું લશ્કર કર્નલ ડેમ્સની સરદારી નીચે આઝીમગઢ પહોંચ્યું. આ યુદ્ધમાં પણ કુંવરસિંહ ફાવ્યો. થોડુંક લશ્કર આઝીમગઢ રાખી કુંવરસિંહ કાશી તરફ વળ્યો. આ પરિસ્થિતિથી વાકેફ થતાં હિન્દનો હાકેમ ગભરાયો. એણે લોર્ડ માર્કકેરને લશ્કર તથા તોપો સહિત મોકલ્યો. આ યુદ્ધમાં પણ અંગ્રેજ સેના પરાજય પામી. પાછી હઠી. કુંવરસિંહે તેનો પીછો પકડયો. કાશી તરફ જવાને બદલે કુંવરસિંહ માર્કકેરની સેના પાછળ પડયો તેમાં ગંભીર ભૂલ કરી એમ મેલેસન લખે છે. આઝીમગઢના કિલ્લામાં અંગ્રેજ સેના ઘેરાઇ ગઇ પણ બીજી બાજુથી અંગ્રેજ સરદાર કુમકે ધસતા હોવાથી કુંવરસિંહ ગાઝીપુર જવા ઉપડયો.

હવે કુંવરસિંહને હરાવવા ૭ થી સાત અંગ્રેજ સરદારો ધસી રહ્યા હતા પણ તેમનું કાંઇ ચાલ્યું નહિ. કુંવરસિંહ જગદીશપુર જવા અધીરો બન્યો હતો. ગંગા નદી ઓળંગતાં તેને જમણા હાથની કોણીમાં

ગોળી વાગી. બુઢ્ઢાએ જોયું કે, ગોળીનું ઝેર શરીરમાં વ્યાપશે તો ભૂંડું થશે. તરવારના એક જ ઝાટકાથી પોતાનો જમણો હાથ કોણી ઉપરના ભાગમાંથી કાપી નાખ્યો. ઘા ઉપર પાટો બાંધી ગંગા પાર કરી.

જગદીશપુર છોડયા આઠ માસ વહી ગયા હતા. ૧૮૫૮ ની ૨૨ મી એપ્રિલે એ ફરી પોતાની જાગીરમાં પ્રવેશ્યો અને ભાઈ અમરસિંહે તૈયાર રાખેલી ટુકડીની સરદારી સ્વીકારી. પોતાના બાદશાહી મહેલ તથા દેવાલયનો નાશ નીરખી તે ક્રોધથી ભભૂકી ઊઠયો. પણ રોદણાં ન રડતાં ઝાંસીરાણી લક્ષ્મીબાઈની માફક ફરી યુદ્ધોન્મુખ બન્યો.

અંગ્રેજસેના સાથે આઠ માસથી ઝઘડતો કુંવરસિંહ અંતિમ પરાક્રમ માટે પોતાનાં રહ્યાંસહ્યાં માણસોને ઉશ્કેરી રહ્યો હતો. જગદીશપુરમાં પ્રવેશ્યા બાદ બીજે દિવસે લીગ્રેન્ડની સરદારી નીચે કંપનીની સેના જગદીશપુર તરફ આવી રહી હતી. જગદીશપુરથી દોઢ માઈલ ઉપર ખૂનખાર જંગ જામ્યો. એક બાજુ સુસજ્જ લશ્કર હતું બીજી બાજુ કુંવરસિંહની પાસે એકાદ હજાર મરણીઆ સિપાઇઓ હતા, આમ છતાં અંગ્રેજોનો પરાજય થયો. આ પરાજયકથા એક અંગ્રેજ અમલદારના શબ્દોમાં ગૂંથાઈ છે.

"ખરી રીતે ત્યાર પછી જે કાંઇ બન્યું તે લખતાં મને શરમ આવે છે. લડાઇનું મેદાન છોડીને અમે જંગલમાં ભાગવું શરૂ કર્યું. શત્રુ બરાબર પાછળથી અમને પીટતો હતો. અમારા સિપાઇઓ તરસથી મરવા પડયા હતા. એક નાના ગંદા તળાવને જોઇને તેઓ એકદમ તેના તરફ ધસ્યા, એટલામાં તો કુંવરસિંહના ઘોડેસવારોએ આવીને અમને ભીડાવ્યા. ત્યાર પછી અમારી નામોશીની હદ ન રહી. અમારી આપત્તિ તેની છેલ્લી સ્થિતિએ પહોંચી, અમે હવે બધા બેશરમ બન્યા, જેને જેમ ફાવ્યું તેમ ભાગવા લાગ્યા.

રસ્તામાં અંગ્રેજોની ટોળીઓ તરસની મારી મરણ પામી. કોઇને દવા મળવી પણ અસંભવિત હતી કારણ કે અમારી ઇસ્પિતાલો પર કુંવરસિંહે પહેલેથી જ કબજો મેળવી લીધો હતો.

સહુ ભયભીત બન્યા હતા. સોળ હાથીઓ ઉપર અમારા ઘાયલ સાથીઓને બેસાર્યા હતા. ખુદ જનરલ લીગ્રેન્ડની છાતીમાં પણ એક ગોળી વાગી અને તે મરણ પામ્યો. અમારા સિપાઇઓ જીવ લઇને પાંચ માઈલ કરતાં પણ વધારે દોડી ચૂક્યા હતા. તેમનામાં હવે પોતાની બંદૂક ઉપાડવાની પણ શક્તિ રહી નહોતી. શીખો ત્યાંની ગરમીથી ટેવાયેલા હતા તેમણે અમારી પાસેથી હાથીઓ છીનવી લીધા ને આગળ નાસી ગયા. ગોરાઓને કોઇએ સાથ ન દીધો. ૧૯૯ ગોરાઓમાંથી માત્ર ૮૦ આ ભયંકર સંહારમાંથી જીવતા બચ્યા. જેમ કોઈ પશુઓ કોઈ કસાઇખાનામાં પ્રવેશ કરે એવી અમારી સ્થિતિ આ જંગલમાં પ્રવેશ કરવાથી થઈ ગઈ હતી. અમે ત્યાં કેવળ કપાઈ મરવા માટે ગયા હતા. "×

જે જંગલમાં કુંવરસિંહ યુવાનીમાં શિકારની મોજ માણતો હતો તે જ જંગલમાં એણે પરદેશીઓને સસલાંની માફક ભગાડી મૂક્યા. યુવાનીમાં જે માત્ર રમત હતી તેનો સફળ ઉપયોગ આ સંહારલીલામાં કરવામાં આવ્યો. કામદેવને બાળી નાખવા જેમ શિવજીનું ત્રિનેત્ર ખુલ્યું હતું તેમજ કુંવરસિંહ પોતાના ક્રોધની જ્વાળામાં અંગ્રેજોને ભરખી ગયો.

આમ કુંવરસિંહે લડાઈમાં જીત મેળવી પણ પોતાની સત્તા જમાવવા અને સુખ ભોગવવા તે જીવી શક્યો નહિ. તેના હાથ ઉપરનો ઘા રુઝાય તેમ નહોતો. તેનું વય ૮૧ વરસનું હતું. કાળે એની ચોટલી પકડી હતી. **चोटी काल गही.** અંગ્રેજ બચ્ચાને હંફાવાનો સંતોષ તેના મુખ ઉપર તરી આવતો હતો. તેને પાકી ખાતરી હતી કે, અમરસિંહ પણ પોતાની માફક જ અંગ્રેજોની સામે ઝૂઝશે. બિહારની આમજનતા પણ તેને હાર્દિક સાથ આપી રહી હતી. તેનું જીવન-કર્તવ્ય પૂરું થઇ ગયું હતું, તેનો વૃદ્ધ દેહ હવે કાંઈ કામ આપી શકે

× Charls ball's Indian Mutiny Vol. II P 288.
ભારતમેં અંગ્રેજી રાજ્યઃ પંડિત સુંદરલાલ ભાગ ૨ જો પા. ૧૧૦૩-૧૧૦૪

તેમ ન હોવાથી તે ૧૮૫૮ ના એપ્રિલની ૨૬ મી તારીખે પોતાની જાગીરમાં મૃત્યુ પામ્યો.×

## ૫. નાના સાહેબ

અમદાવાદની પાસે જેમ આબુ હવા ખાવાનું સ્થળ છે તેવી રીતે મુંબાઈ પાસે માથેરાનની ટેકરી હવા ખાવાનું સુંદર સ્થાન છે. સૃષ્ટિ-સૌન્દર્યનું અનોખું દર્શન આ જગાએ જોવાનું મળે છે. એક ટોચ ઉપરથી નીચે પથરાયલો આખોયે વિસ્તાર એવો રમ્ય અને ભવ્ય લાગે છે કે, તે ટોચને અંગ્રેજીમાં પેનોરમા પોઇન્ટ ( Panorama Point ) નામ આપવામાં આવ્યું છે.

આવા રમ્ય અને આહ્લાદક વિસ્તારમાં વેણુ નામનું ગામ વસેલું. તેમાં જૂનાં અને જાણીતાં કુટુંબમાં માધવરાવ નારાયણ ભટ્ટનું નામ તરી આવતું. માધવરાવની પત્નીનું નામ ગંગાબાઈ. પતિપત્ની ગરીબ પણ આનંદી જીવન જીવી રહ્યાં હતાં. ૧૮૨૪ ના અરસામાં ગંગાબાઈએ એક પુત્રને જન્મ આપ્યો. આ બાળક ભવિષ્યમાં બાજીરાવનો દત્તક પુત્ર બની નાના સાહેબને નામે પ્રસિદ્ધ પામ્યો. આ જ એ નાના સાહેબ જેને અંગ્રેજો લોહી તરસ્યા આદમીને નામે ઓળખાવે છે; આ જ એ નાના સાહેબ જેને એક હિન્દી લેખકે પણ અશ્વત્થામાની સાથે સરખાવ્યો છે.

છેલ્લો બાજીરાવ પેશ્વા ૧૮૧૮ ની સાલમાં અંગ્રેજોને શરણે આવ્યા બાદ તેને વાર્ષિક આઠ લાખ રૂપિયાનું વર્ષાસન બાંધી આપવામાં આવ્યું, અને કાનપુરથી બાર માઈલ દૂર આવેલા બ્રહ્માવર્તની જાગીર પણ આપવામાં આવી. આ સ્થળે તે પોતાના પરિચારકો અને આશ્રિતો સાથે આવી વસ્યો અને કંપની સરકારનો ઋણી બની

---

× કુંવરસિંહના મૃત્યુ બાદ અમરસિંહે સરદારી લીધી અને ૧૮૫૮ ના ઓક્ટોબર સુધી અંગ્રેજો સાથે ઝગડયો. છેવટે અમરસિંહ હાર્યો. અંગ્રેજોએ તેનો પીછો પકડયો પણ તે કૈમુરના પર્વતોમાં ક્યાં અદૃશ્ય થઇ ગયો તે જણાયું નહિ.

સરકારને સહાય કરવાની પોતાની ફરજ સમજી અનેક પ્રસંગે મદદ કરતો રહ્યો. ઘણાં કુટુંબો બાજીરાવ સાથે બ્રહ્માવર્ત આવીને વસેલાં તેમાં નાના સાહેબના પિતા માધવરાવ ભટ્ટ પણ હતા. બાજીરાવ અપુત્ર હોવાથી એણે માધવરાવ ભટ્ટના પુત્ર ધોન્ડુપન્ત ઉર્ફે નાના સાહેબને દત્તક લીધો.

બાજીરાવે એક વીલ કરીને નાના સાહેબને પોતાનો વારસ બનાવેલો અને કંપની સરકારને પણ અરજ કરેલી કે, તેના તમામ હક્ક નાના સાહેબને વારસામાં મળે. સરકારે આ વિષે કાંઈ સ્પષ્ટ જવાબ આપેલો નહિ એટલે ૧૮૫૧ ની સાલમાં જ્યારે બાજીરાવનું મૃત્યુ થયું ત્યારબાદ વર્ષાસન બંધ કરવામાં આવ્યું. બાજીરાવે શરણે આવ્યા બાદ તેના મરણપર્યંત વફાદારી અને નેકદિલીભર્યું વર્તન દાખવ્યું હતું એ ઇતિહાસપ્રસિદ્ધ છે. અંગ્રેજો જ્યારે અફઘાનીસ્તાનમાં આખડી પડયા ત્યારે તેણે પોતાના પદરની રકમમાંથી પચાસ લાખ રૂપિયાની મોટી રકમની સરકારને લોન આપી હતી. વળી શીખવિગ્રહ વેળાયે એક હજાર પાયદળ તથા એક હજાર હયદળની મદદ પોતાને ખર્ચે બાજીરાવે જ કરી હતી. હિન્દી સિપાઇઓની માફક આ માજી પેશ્વાએ તન, મન અને ધનથી અંગ્રેજોની સેવા કરી, તેમનું શુભ ઇચ્છયું, અને કારમી કટોકટીની વેળાયે સ્વદેશનું સત્યાનાશ વાળવામાં સહાયભૂત બન્યો. આમ છતાં તેના મરણ બાદ વર્ષાસન બંધ કરવામાં આવ્યું.

નાના સાહેબે પણ અંગ્રેજો સાથે સારો વ્યવહાર જાળવી રાખ્યો હતો. એને અંગ્રેજી આવડતું નહોતું પણ એક ખાસ અંગ્રેજને અંગ્રેજી છાપાં વાંચવા તેણે રોકયો હતો. અને પોતે દેશ પરદેશના સમાચારથી વાકેફ રહેતો હતો. અંગ્રેજોને તે અવારનવાર મિજબાનીઓ આપતો અને તેની ખ્યાતિ એક સજ્જન તથા સદ્ગૃહસ્થ તરીકે ફેલાયલી હતી. બાજીરાવના મરણ સમયે તેનું વય સત્તાવીસ વરસનું હતું. રાજદરબારોમાં દેખાઈ આવતા કોઈ અવગુણો તેનામાં નહોતા. તેની

રીતભાત અને વર્તન શુદ્ધ હતાં. તેની ગણના શાન્ત અને ડોળ વગરના સજ્જન તરીકેની હતી. વળી અંગ્રેજ કમિશ્નરની સલાહસૂચનાને તે ઘટતું માન આપતો હતો. રામચન્દ્ર પન્ત નામનો વિશ્વાસુ ગૃહસ્થ નાના સાહેબની જાગીરની વ્યવસ્થા ઉપર હતો. નાના સાહેબને તે સાચી સલાહ આપતો અને બધા આશ્રિતોને નિયમનમાં રાખતો. નાના સાહેબનું વર્ષાસન ચાલુ રહે તે માટે તેણે ખૂબ મહેનત કરી. બ્રહ્માવર્તના કમિશ્નરે પણ નાના સાહેબની દલીલનું સમર્થન કર્યું. આમ છતાં અન્તે નાના સાહેબ નિષ્ફળ નીવડ્યો:*

---

* "When Baji Rao died, the heir was twenty Seven years old; described as 'a quiet, un-ostentious young man, not at all addicted to any extravagant habits, and invariably showing a ready disposition to attend to the advice of the British Commissioner' × × × The management of affairs was in the hands of the Subahdar Ramchandra Pant, a faithful friend and adherent of Baji Rao, who Counselled his master with wisdom, and controlled his followers with vigour; and he now with all due respect for the British Government, pleaded the cause of the adopted son of the peshwa. 'Nana Sahib', he said, 'considering the Honourable Company in the room of the late Maharaj as his......protector and supportor, is full of hopes and free of care on this subject His dependence in every way is on the kindness and librality of the Br. Govt. for the increase of his power and prosperity he has ever been, and will continue to be, deserious'. The Br. Commissioner at Bithur...supported the appeal on behalf of the family, but it met with no favour in high places"

આમ હિન્દી અધિકારીઓએ તેની અરજનો અસ્વીકાર કરવાથી નાના સાહેબે કંપનીના ડાયરેક્ટરોને વિલાયત એક અરજ ગુજારી. બાજીરાવની હયાતિમાં પણ આવી અરજ કરવાનું વિચારાયેલું અને રામચન્દ્ર પન્તના દીકરાને વિલાયત મોકલવાનું ઠરેલું પરંતુ કમિશ્નરે ના પાડવાથી આ વિચાર અમલમાં મૂકવાનું મોકૂફ રાખેલું. બાજીરાવના મૃત્યુબાદ નાના સાહેબે આવી અરજ કરવાનું ઠરાવ્યું. આઝીમુલ્લાખાનની સલાહથી ઘડાયલી આ અરજીમાં શુદ્ધ ન્યાય, હકીકત અને કાયદાની દલીલોનો સાગર ઠાલવવામાં આવ્યો છે; દાખલા દલીલોથી નાના સાહેબના કેસનું સાંગોપાંગ સમર્થન કરવામાં આવ્યું છે; ત્રિકાલાબાધિત નૈતિક ધોરણોની યાદી તાજી કરવામાં આવી છે. આમ અંગ્રેજોની ન્યાયબુદ્ધિને સ્પર્શે એ હેતુથી સમગ્ર દૃષ્ટિ આવરી લેતી અરજી ઘડવામાં આવી. નાના સાહેબે આઝીમુલ્લાને પોતાના વકીલ તરીકે વિલાયત મોકલ્યો પણ તે ત્યાં પહોંચ્યો તે અરસામાં અરજી નામંજૂર કરી દેવામાં આવી હતી.

આઝીમુલ્લાખાન વિલાયતથી યુરોપની મુસાફરીએ ઉપડયો અને નાના સાહેબે અંગ્રેજોની ન્યાયબુદ્ધિમાં રહ્યો સહ્યો વિશ્વાસ ગુમાવ્યો. જે નાના સાહેબ અંગ્રેજો તરફ સદ્‌ભાવની દૃષ્ટિએ જોઈ રહ્યો હતો તે હવે તેમને પોતાના ભયંકર શત્રુઓ લેખવા લાગ્યો. પરંતુ તેના બાહ્ય વર્તનમાં કાંઈ ફરક પડયો નહિ. અંગ્રેજ સ્ત્રીપુરુષોની મહેમાનગતી કરવાની તેની જૂની રીતરસમ ચાલુ રહી.

અંગ્રેજ ઇતિહાસકારો પણ મુક્ત કંઠે સ્વીકારે છે કે, કાનપુરથી કંટાળેલા અંગ્રેજો બ્રહ્માવર્ત જઈ નાના સાહેબના મહેમાન બનતા અને તેમને શાલદુશાલાની અનેક ભેટો વિદાય વેળાયે નાના સાહેબ આપતો. અંગ્રેજો તરફ પ્રજા તરીકે એને અણગમો આવ્યો હતો છતાં વ્યક્તિઓ તરફનું તેનું વર્તન બદલાયલું નહોતું. વ્યક્તિગત અંગ્રેજોનો તિરસ્કાર કે અપમાન કરવાનું તેની ઉન્નત ભાવનાઓને યોગ્ય લાગતું નહોતું.

અંગ્રેજોએ નાના સાહેબનાં કરેલાં વર્ણનો તેની સાક્ષીની સાખ પૂરે છે. નાના સાહેબ શરીરે સ્થૂલ હતો એમ જણાવવામાં આવ્યું છે. કમિશ્નરની સૂચનાઓને તે ઘટતું માન આપતો એમ આપણે જોયું છે. આમ છતાં પછીનાં વર્ણનોમાં તે લોહી તરસ્યો હતો. અંગ્રેજ સ્ત્રીપુરુષોની કારમી કતલ કરવામાં શૂરો હતો. વચનભંગી હતો વગેરે અનેક પ્રકારના આક્ષેપો કરી એના નામને કલંકિત કરવામાં આવ્યું છે. સારીયે અંગ્રેજ પ્રજાના રોષનો એ ભોગ બન્યો છે અને હિન્દના ઇતિહાસમાં જો કોઈ અત્યંત ક્રૂર, ઘાતકી, બેઈમાન નરપિશાચ હોય તો તે નાના સાહેબ છે એમ દર્શાવવામાં આવ્યું છે, અને કહેવાતી નાના સાહેબે યોજેલી હત્યાને ટપી જાય એવી કારમી સામુદાયિક હત્યાઓ અંગ્રેજોએ આદરી છે. આ આખુંયે પ્રકરણ અતિશય દુઃખદ છે. આધુનિક ઇતિહાસકારો નાના સાહેબના કૃત્યને કેવી દૃષ્ટિએ નીહાળે છે તે પ્રથમખંડના ત્રીજા પ્રકરણમાં વિચારવામાં આવ્યું છે એટલે તે પ્રસંગ ફરી વિચારવો યોગ્ય નથી.

ઇતિહાસને નીહાળવાની જો કોઇ તટસ્થ દૃષ્ટિ હોય તો નાના સાહેબના પ્રતિસ્પર્ધી અંગ્રેજોએ કરેલાં કુકર્મોને ત્રાજવામાં મૂકવાં જોઇએ. આ માટે નિષ્પક્ષ અભ્યાસની જરૂર ઊભી થાય છે. હિન્દે અત્યાર સુધી એકતરફી ઇતિહાસનાં પાઠ્યપુસ્તકોનો અભ્યાસ કર્યો છે. આમ છતાં આ એકતરફી પુસ્તકોમાંથી પણ નાના સાહેબનું સદ્વર્તન તરી આવે છે.

સારાયે હિન્દમાં સાધવામાં આવેલા ગુપ્ત સંગઠનના અગ્રણીઓમાંનો તે એક છે. આઝીમુલ્લાખાન, રંગો બાપૂજી, તાત્યા ટોપે, ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ, ફૈઝાબાદનો મોલવી અહમદશાહ આ સર્વની સાથે તેણે ઝૂકાવ્યું હતું. આ બધાની યોજના એવી ગુપ્ત હતી કે, છેક છેવટના દિવસ સુધી અંગ્રેજો નાના સાહેબને તેમનો વફાદાર ગુલામ સમજતા. કાનપુરના વડા વ્હીલર સાહેબે તિજોરી તથા શસ્ત્રાગારના રક્ષણ અર્થે '૫૭ના જૂન માસમાં નાના સાહેબની મદદ માગી હતી

3758

અને તે પોતાના ચુનંદા અને વિશ્વાસુ સૈનિકો સાથે ત્યાં પહોંચી ગયો હતો. અને સંહારના કારમા તાંડવમાં તેણે પોતાનો ફાળો નોંધાવ્યો હતો.

આ પરિસ્થિતિમાં જો નાના સાહેબ ૧૮૫૭ ના સમયમાં અંગ્રેજોને હાથે પડયો હોત તો અવશ્ય એના બૂરા હાલ થાત. એના ઉપર શા શા સિતમો ગુજરત તેની કલ્પના પણ થઇ શકતી નથી; કારણ કે અંગ્રેજો તેને અંગ્રેજ સ્ત્રી–બાળકોના જલ્લાદ તરીકે ઓળખવા લાગ્યા હતા. તેને સદ્ભાગ્યે તે લખનૌની બેગમના મુલકમાં નાસી છૂટયો અને ત્યાંથી નેપાળની હદમાં છૂપા વેશે ફરવા લાગ્યો. આ જ ભૂમિમાં ફરતો આખડતો તે તાવનો ભોગ બન્યો અને જંગલમાં મૃત્યુ પામ્યો એવી માહિતી સાંપડે છે.

આમ તેનું ટૂંકું પણ સ્વાતંત્ર્ય પ્રેમી જીવન એ જ એનું સાચું સ્મારક બન્યું છે. જે અંગ્રેજોએ અનેક કારમાં કૃત્યો કરી હિન્દી ધન સંપત્તિ લૂંટી છે, હિન્દી ગામો સળગાવી મૂક્યાં છે, ક્રૂર અને અમાનુષી હત્યાઓ કરી છે અથવા તે કરવામાં પોતાનો સાથ આપ્યો છે તેમનાં સ્મારકો પરાધીન હિન્દમાં સ્થળે સ્થળે જોવા મળે છે; જ્યારે નાના સાહેબનું નામનિશાન શોધ્યું જડતું નથી. હિન્દી બાળકો એને લોહી તરસ્યા આદમી તરીકે ઓળખે છે. સ્વતંત્ર હિન્દ જ નાનાસાહેબને ન્યાય આપી તેનું સાચું સ્મારક કરી શકશે.

## ૬. આજીમુલ્લાખાન

આ રંગીલા આદમીની કારકિર્દી એકલી મોજીલી નથી. એનું જે ઉપલકીયા ચરિત મળે છે તે ઉપરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે, એના જીવનના વિવિધ પ્રસંગોમાં એણે પોતાના અંતિમ ધ્યેયને કદી વિસાર્યું નથી. મોજીલું જીવન એ તેને મન ધ્યેય પ્રાપ્ત કરવાનું સાધન માત્ર હતું. સાધ્ય સ્વદેશનું સ્વાતંત્ર્ય હતું.

આજીમુલ્લાખાનનો જન્મ કયાં થયો, એનાં માતાપિતા કોણ

હતાં તેની કાંઇ વિગત મળતી નથી. ગરીબકુટુંબમાં જન્મેલો હોવાથી એને બાળપણમાં કમાવાની શરૂઆત કરવી પડેલી. ઘણા પ્રસિદ્ધ પુરુષોની બાબતમાં આમ જ બન્યું છે. આવા પુરુષોને બાળપણમાં જ જીવનસંગ્રામ ખેલવો પડે છે. જીંદગીની શરૂઆત એણે અંગ્રેજ કુટુંબમાં બબરચી તરીકે કરેલી. આ જ એની શાળા; આ જ એની વિદ્યાપીઠ. આ કુટુંબમાં રહી એણે અંગ્રેજી તથા ફ્રેન્ચ ભાષાનો અભ્યાસ આદર્યો અને બન્ને ભાષા ઉપર ઠીક પ્રભુત્વ મેળવ્યું. આમ તેની જ્ઞાનપિપાસા જાગવાથી બબરચીનું કામ છોડી દઈ તે કાનપુરની એક શાળામાં અભ્યાસાર્થે દાખલ થયો. અને ધીરે ધીરે તે જ શાળામાં શિક્ષકપદે સ્થપાયો. શાળામાં તે પંડિત તરીકે પંકાયો. તેના જ્ઞાનભંડારની જરૂર બ્રહ્માવર્તમાં બાજીરાવ પેશ્વાના દત્તક વારસ તરીકે વસતા નાના સાહેબને થઇ, અને એકાદ પ્રસંગે એની સલાહના દૂરંદેશીપણાની ખાત્રી થતાં નાના સાહેબના મુખ્ય સલાહકાર અને વકીલ તરીકે તે હિન્દમાં અને બહાર પ્રસિદ્ધિ પામ્યો. બાજીરાવ પેશ્વાના અવસાન બાદ તેને અપાતું પેન્શન સરકારે બંધ કર્યું હતું અને નાના સાહેબનો દત્તક પુત્ર તરીકે અસ્વીકાર કરવામાં આવ્યો હતો. આ બાબત નાના સાહેબે એક દલીલપૂર્ણ અરજી ઘડાવી હતી અને તેનું સમર્થન કરવા આ મોજીલા પણ ધ્યેયવાદી મુસલમાનને પોતાના વકીલ તરીકે વિલાયત પાઠવ્યો હતો.

અંગ્રેજ રીતભાત અને ટાપટીપથી સુમાહિતગાર આઝીમુલ્લાખાન વિલાયતમાં સારી પેઠે લોકપ્રિય બન્યો. નાના સાહેબની અરજીની બાબતમાં તે ફાવ્યો નહિ પણ તેની વાગ્છટા, સૌન્દર્ય અને દમામથી એણે અંગ્રેજ સ્ત્રીપુરુષોનાં હૃદય જીતી લીધાં. એમ કહેવામાં આવે છે કે, આઝીમુલ્લાંખાનની રીતભાતથી અંજાઈ ઘણી...સ્ત્રીઓ એની પાછળ ઘેલી બની હતી. એનો રૂપેરી ઘંટડી જેવો અવાજ ઝપાટાબંધ સ્ત્રીઓનાં દિલ જીતી લેતો. એનો અમીરી સ્વભાવ અને પોષાક, એના હલનચલનની સ્વાભાવિકતા અને સૌન્દર્ય, એના અવાજનું

માધુર્ય અને રણકાર, અંગ્રેજી અને ફ્રેન્ચ ભાષાનું ઊંડુ તલસ્પર્શી જ્ઞાન અને મુખ્યત્વે તો અંગ્રેજ ખાસિયતો અને ખોડો પારખી લેવાનો એનો દૃઢ નિશ્ચય—આ સર્વથી પ્રેરાઈ તે અંગ્રેજ સમાજમાં સારી પેઠે ભળી ગયો હતો, લંડનના બાગબગીચામાં અથવા બીજાં જાહેર સ્થળોએ જ્યાં જ્યાં એ જતો ત્યાં અંગ્રેજ સ્ત્રીઓનાં ટોળાં એની પાછળ ઉભરાતાં. કૃષ્ણ ઘેલી ગોપીઓની માફક સ્ત્રીઓ તેનાથી આકર્ષાઈ મોહનિદ્રામાં વિલીન થઈ જતી, આવી સ્ત્રીઓના કેટલાયે કાગળો જ્યારે હેવલોકે...બ્રહ્માવર્ત જીત્યું ત્યારે તેને સાંપડયા. આ કાગળો "પ્રિયતમ આજીમુલ્લા"ને સંબોધાયલા હતા. (Darling Azimullah)

આજીમુલ્લાની સમક્ષ પોતાના દેશના સ્વાતંત્ર્યનું ધ્યેય ન હોત તો આ સ્ત્રીઓના મોહપાશમાં ફસાઇ તેણે પોતાનું જીવન દેશી રાજાઓની માફક એશઆરામમાં પસાર કર્યું હોત, સ્ત્રીજન પ્રિય, ગોપીજનવલ્લભના જેવો જ્યારે એ અંગ્રેજ સમાજમાં હરીફરી રહ્યો હતો ત્યારે તેના દિલમાં જલતી જ્વાલાઓ બૂઝાઇ ન હતી. પોતાના માલિક નાના સાહેબને તે ન્યાય અપાવી શક્યો નહિ, પરંતુ વિલાયતમાં તેને પોતાના જેવો જ ધ્યેયવાદી, સતારાના પદભ્રષ્ટ રાજાના બાહોશ અને નીડર વકીલ રંગો બાપૂજીનો ભેટો થઇ ગયો. અને બન્નેએ લંડનની એક ખોલીમાં હિન્દના ભાવિ વિપ્લવની રચના અને યોજના ઘડી એમ ઇતિહાસકારો સ્પષ્ટ સૂચન કરે છે. બન્ને પોતાની વિલાયતની મુલાકાતમાં નિષ્ફળ નીવડયા હતા અને રંગો બાપૂજી હિન્દ જવા અધીરો બન્યો હતો. રંગો બાપૂજી હિન્દ જવા રવાના થયો અને આજીમુલ્લાખાન યુરોપની સ્હેલગાહે સીધાવ્યો.

યુરોપમાં સહેલ કરતો આજીમુલ્લા તુર્કસ્તાન જઈ પહોંચ્યો. હિન્દી વિપ્લવ માટે એને તુર્કસ્તાનની મદદ અને સહાનુભૂતિની જરૂર હતી; એટલામાં રશિયા અને ઈંગ્લેન્ડ વચ્ચે વિગ્રહની ખબર પડતાં તે રશિયા જઇ પહોંચ્યો. આજીમુલ્લાના ધૈર્યનાં વખાણ "ટાઇમ્સ"

ના બળસ્વી વિખ્યાત વિદ્વાન રસેલે પોતાની ડાયરીમાં સારી પેઠે કર્યાં છે. રશિયા પછી એણે ક્યાં ક્યાં મુસાફરી આદરી તેની કાંઇ ખબર પડતી નથી. પણ ઇટલી, રશિયા, ઇજીપ્ત વગેરે અનેક દેશોની હિન્દ પ્રત્યે સહાનુભૂતિ આકર્ષવા એણે ખૂબ પ્રયાસ કર્યો હોવાનું જણાય છે.

આ પ્રવાસ કરતો તે હિન્દ આવી પહોંચ્યો. બ્રહ્માવર્તમાં નાના સાહેબ તથા અન્ય રાજદ્વારી પુરુષો સાથે સલાહ-મસલત કરી તેણે લંડનમાં રચાયલી યોજનાનો વિકાસ સાધવા એક રૂપરેખા દોરી. આવું ગુપ્તસંગઠન અનેક સંકેત ચિહ્નોથી હિન્દના દૂરદૂરના ભાગમાં સાધવામાં આવ્યું. આજીમુલ્લાના સાથીદાર રંગો બાપૂજીએ પણ દક્ષિણ હિન્દમાં આવો જ પ્રયાસ કર્યો અને સતારાને મધ્યબિન્દુ બનાવી ક્રાન્તિ સાધવાની યોજના ગોઠવી. રંગો બાપૂજીને આમાં સફળતા ન મળવાથી ૧૮૫૭ ના બળવાની શરૂઆતમાં જ તે અલોપ થઈ ગયો.

આજીમુલ્લાખાન બળવાના સમયમાં કાનપુર રહીને વ્યવસ્થા જાળવવાના કામમાં લાગી ગયો હતો. નાના સાહેબને દિલ્હી જવા ન દેતાં કાનપુરમાં રહી તેની આસપાસનો પ્રદેશ વ્યવસ્થિત રાખવાની સલાહ...એણે જ આપી હતી. આમાં એનું રાજદ્વારી ડહાપણ તથા દૂરંદેશીપણું દૃષ્ટિગોચર થાય છે. દીવાની દાવાઓનો નિકાલ કરવા ત્રણ ગૃહસ્થોની અદાલત સ્થાપવામાં આવેલી તેમાં આજીમુલ્લાખાનને સ્થાન મળ્યું હતું. અંગ્રેજ ઇતિહાસકાર મોબ્રે થોમસન લખે છે તેમ આ કાળમાં ગુનેગારોને સખત સજા કરવામાં આવતી અને શહેરમાં સંપૂર્ણ સુખશાન્તિનું સામ્રાજ્ય હતું.

રંગો બાપૂજીની માફક આજીમુલ્લા પણ બળવામાં ઓટ આવતાં અદૃશ્ય થઈ ગયો. એ ક્યાં વિલીન થઇ ગયો તેનો કાંઈ પત્તો નથી. જીવનના આગમ અને નિધન માટે જેમ અનેક તત્ત્વવેત્તાઓ કાંઈ ચોક્કસ અભિપ્રાય કે હકીકત દર્શાવી શકતા નથી તેવી રીતે રંગો

બાપૂજી અને આઝીમુલ્લાખાનનું બન્યું છે. તેમના જન્મ અને મૃત્યુ વિષે ઇતિહાસે અબોલા લીધા છે. તેમના જીવનનો મધ્યાહ્નકાળ ઇતિહાસનાં છૂટાંછવાયાં પાના ઉપરથી જડે છે. આવા ધૈર્યશાળી, અડગ, ધ્યેયવાદી રાજપુરુષો ૧૮૫૭ની સાલમાં હિન્દને સાંપડયા તે સાચે જ એક સુભાગ્ય ગણાય.

## ૭. રંગો બાપૂજી

"અંગ્રેજો ભારે ઉત્સાહથી કહ્યા કરે છે કે, મહારાણીના રાજ્યમાં કદી સૂર્ય આથમતો નથી; પૂર્વ બાજુના પ્રદેશો ઉપર દૃષ્ટિ નાંખી પોતાના મહાન સામ્રાજ્યની વાતો કરવી રહેલ છે; પણ અંગ્રેજો એટલે આખી દુનિયા નથી. બીજી પ્રજાઓમાં પણ સંસ્કારી વ્યક્તિઓ વસે છે અને આવા અભિમાની બોલના જવાબ રૂપે પૂછે છે કે, અંગ્રેજોએ પોતાના સામ્રાજ્યનો મોટો ભાગ સતારા તરફ દર્શાવેલી નીતિથી જ પ્રાપ્ત કર્યો છે કે બીજી કોઇ નીતિથી ? નીતિની રીતસરની તપાસ નહિ થાય તો આવી સંસ્કારી વ્યક્તિઓ આ સવાલનો જવાબ કેવો વાળવો તે વિચારશે."*

૧૮૫૨ની સાલમાં લખાયલો આ નિખાલસ પત્ર ગાંધીજીના ૧૯૩૦માં વાઇસરૉયને લખાયલા પત્રની યાદી તાજી કરે છે. આ કાગળનો કાંઇ જ જવાબ આપવામાં આવ્યો નહિ અને સતારાના પદભ્રષ્ટ રાજવી પ્રતાપસિંહને ન્યાય મળ્યો નહિ. આ રંગો બાપૂજી કોણ હતો ?

૧૮૩૯ની સાલમાં પદભ્રષ્ટ થયેલા સતારાના રાજવી પ્રતાપસિંહનો તે બાહોશ અને નીડર વકીલ હતો. તેના જીવનની ક્રમવાર હકીકત કે વિગત શરૂઆતથી મળતી નથી. પણ જે કાંઇ મળી શકે છે તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, તે આગ્રહી, દૃઢ નિશ્ચયી અને દીર્ઘ-

* **નોંધ:**—રંગો બાપૂજીના તા. ૨૬મી જુલાઇ ૧૮૫૨ના પત્રમાંથી. આ પત્ર જે. સી. હેરીઝ કંપનીની બૉર્ડ ઑફ કન્ટ્રોલના પ્રમુખને લખેલો છે.

દૃષ્ટિવાળો હિન્દનો લાડીલો સપુત હતો. સતારાના રાજવીને દગાફટકાથી પદભ્રષ્ટ કરી તેના ભાઇને ગાદી સોંપવામાં આવી ત્યારે તે રાજવીએ એને પોતાના વકીલ તરીકે અંગ્રેજ પ્રજા અને પાર્લામેન્ટ સમક્ષ પોતાનો કેસ રજૂ કરવા વિલાયત મોકલ્યો. વિલાયતમાં તે ચઉદ વરસ પોતાના માલિકને ન્યાય અપાવવા મથ્યો. ત્યાં રહ્યો તે દરમિયાન તે અંગ્રેજી ભાષા શીખ્યો અને જ્યોર્જ થોમસન અને જોસેફ હ્યુમ જેવા સહૃદયી અંગ્રેજોની સહાયથી એકધારો સતત પ્રયાસ કરી ખૂબ ઉહાપોહ કર્યો, પણ સતારાના કમનસીબે પ્રતાપસિંહને કાંઇ દાદ મળી નહિ. ૧૮૪૭ ની સાલમાં પ્રતાપસિંહનું કાશીમાં મૃત્યુ થયું. આમ છતાં પ્રતાપસિંહે લીધેલા દત્તક પુત્રને તેનું રાજ્ય મેળવી આપવા તે વિલાયતમાં વધુ રોકાયો. પોતાના કુટુંબથી વિખૂટો રહી તેણે એકંદરે ચઉદ વરસ પરદેશમાં ગાળ્યાં. આ ગાળામાં તેને અનેક અપમાનો, તિરસ્કાર, આર્થિક મુઝવણો અને ગ્લાનિ અનુભવવાં પડયાં. લગભગ સો વરસની ઉંમરના તેના પિતાએ પણ મૃત્યુ શય્યાએથી તેણે લીધેલા કામમાં મંડયા રહેવાનો આદેશ આપ્યો. પોતાના પદરનો તેણે લાખ રૂપિયાથી વધુ ખર્ચ કર્યો હતો અને અંગ્રેજોની ન્યાયદૃષ્ટિ અને ખ્રિસ્તી ભાવના ઉપર મદાર બાંધી તેણે વિલાયતનો વસવાટ ચાલુ રાખ્યો હતો. આમ છતાં વિધિએ તેને યારી આપી નહિ, અને ૧૮૫૩ ની સાલમાં જ્યારે તે હિન્દ પાછો ફરવા ઉત્સુક બન્યો ત્યારે તેની પાસે ફૂટી બદામ પણ નહોતી.

અંગ્રેજ ઇતિહાસકાર સર જોન કે લખે છે કે, આ યુક્તિબાજ (Crafty) મરાઠાએ એના શત્રુઓ ઉપર પણ એવો પ્રભાવ પાડયો હતો કે, હિન્દી કચેરીએ તેનું બધું દેવું ચૂકવી, હિન્દ સુધીનું આશરે રૂ ૩૦૦૦) ભાડું આપી તેને વિદાય કર્યો.

૧૮૫૩ ના અન્તમાં જ્યારે તે હિન્દ જવા રવાના થયો ત્યારે તેના અંગ્રેજમિત્રોએ તેને એક ચાંદીની તાસક ભેટ આપી. આ પ્રકારની ભેટ આપવામાં બાવીસ સહૃદય અંગ્રેજોએ ભાગ લીધો અને

તેમનાં નામ તાસક ઉપર...ટંકાવવામાં આવ્યાં. એમાં જોન બ્રાઈટ અને જોસેફ હ્યુમ જેવા પાર્લામેન્ટના સભાસદો છે. જોન સલીવાન, જોન બ્રીગ્સ અને જ્યોર્જ થોમસન જેવા ન્યાયપ્રિય સજ્જનો પણ છે.

૧૮૫૪ ની સાલમાં રંગો બાપૂજીએ હિન્દ આવ્યા બાદ ત્રણ વરસ શું કર્યું તેની કાંઈ માહિતી મળતી નથી. ૧૮૫૭ ના બળવામાં તે સતારા તથા મહાબળેશ્વરમાં વસતા અંગ્રેજ સ્ત્રીપુરુષોનાં ખૂન કરવાની પેરવીમાં હતો એમ સતારા ગેઝેટીયર જણાવે છે. આમ ગમે તે ભલે કહેવાય પણ રંગો બાપૂજીના હાથ નિર્દોષના લોહીથી કદી ખરડાયા નથી. લાંબો સમય પરદેશમાં ગાળી પોતાના માલિક માટે તનતોડ પ્રયાસ કરનાર વ્યક્તિ હિન્દ આવ્યા બાદ ત્રણ વરસ કામ વિના શાન્ત રહી શકે નહિ.

અંગ્રેજોની ન્યાયપ્રિયતામાં એને ખૂબ વિશ્વાસ હોવાથી તે લાંબો સમય વિલાયતમાં રોકાયો હતો. ત્યાં એને નાનાસાહેબ પેશ્વાના વકીલ આજીમુલ્લાખાનનો ભેટો થયો. આ મુલાકાત વેળાયે બન્ને વચ્ચે શી વાતચીત થઇ અથવા તેમણે શી રચના ગોઠવી તે એક કોયડો છે. પરંતુ આ બન્નેની પ્રતિભા અને સ્વદેશભક્તિ ધ્યાનમાં લેતાં એમ માનવાને મન લલચાય છે કે, તેમણે લંડનની કોઇ નાની ખોલીમાં હિન્દી વિપ્લવની યોજના ઘડી હોય. આ વિચાર માત્ર કલ્પના છે.

રંગો બાપૂજી સીધો સતારા આવી દક્ષિણ હિન્દમાં સંગઠન સાધવા તે મથ્યો હોવો જોઇએ. વિલાયતના વસવાટ બાદ તેનું મન ખાટું થઇ ગયું હોય. અથવા બંધારણીય ચળવળની નિષ્ફળતા તેને ચોખ્ખી દેખાઈ આવી હોય, આમ ગમે તે હોય પણ તેની કાર્યકુશળ બુદ્ધિ તેને ક્રાન્તિ તરફ દોરવા જરૂર મથી હોવી જોઇએ. અંગ્રેજના અપાર બળની તેને સાચી જાણ હતી. આદર્શનાં સ્વપ્નાં સેવતો તે યુવાન ક્રાન્તિકાર નહોતો. તે એક ઘડાયલો રાજદ્વારી પુરુષ હતો એમ એના

પરદેશના લાંબા વસવાટ અને કામગીરી ઉપરથી સ્પષ્ટ જણાય છે.

સતારા પાસેના પારલી ગામમાં ૧૮૫૭ ના જૂન માસમાં એક લૂંટ થયેલી એમાં રંગો બાપૂજીનો હાથ હતો એમ સતારા ગેઝેટીયરમાં જણાવવામાં આવ્યું છે. વળી સતારા અને તેની આસપાસના પ્રદેશમાં શસ્ત્રસરંજામ એકઠો કર્યાનું પણ ગેઝેટીયર ઉપરથી જણાય છે. આમ વિલાયતમાં તેણે જે આગ્રહ અને ધીરજથી બંધારણીય ચળવળ ચાલુ રાખી હતી તે જ આગ્રહ અને ધીરજથી એણે દક્ષિણ હિન્દમાં સંગઠન સાધી અંગ્રેજોને હાંકી કાઢવાનો પ્રયાસ કર્યો હોય તો તેમાં કાંઈ નવાઈ પામવા જેવું નથી. શિવાજીના સતારાને મધ્યબિંદુ બનાવી દક્ષિણ હિન્દ પણ ૧૮૫૭ ની સાલમાં સવેળા જાગી શક્યું હોત તો બ્રિટિશ સિંહના કપરા હાલ થાત. પણ તેમ બન્યું નહિ. રંગો બાપૂજીને પરદેશમાંથી હતાશ બની પાછું ફરવું પડ્યું તેમ અહીં પણ એણે બળવાની શરૂઆતમાં જ ભૂગર્ભવાસ સેવ્યો. એ ક્યાં અલોપ થઈ ગયો એનો પત્તો મળ્યો નહિ એટલે સરકારે એને શોધી લાવનારને રૂ. ૫૦૦) નું ઇનામ આપવાનું જાહેર કર્યું. આમ છતાં એની કાંઈ ભાળ મળી નહિ.

સરકારે એના ઉપરની દાઝ એના દીકરા ઉપર કાઢી, અને તેને તથા તેના બીજા એક સગાને તા. ૮ મી સપ્ટેંબર ૧૮૫૭ ના રોજ ફાંસીને માંચડે લટકાવ્યા.

કદાચ એમ પણ બને કે, ત્રણ વરસની મહેનત અને અનુભવ બાદ એને એમ જણાયું હોય કે, દક્ષિણ હિન્દને જાગ્રત કરી શકાય તેમ નથી; વળી તેના અનેક શત્રુઓ હોવાથી એની સલામતી જોખમાવાનો સંભવ પણ ઊભો થયો હોય; અને ભૂગર્ભવાસ સેવી વિપ્લવનાં બળોને વધુ ઉપયોગી નીવડવાની તેની ધારણા હોય. આમ એણે સ્વેચ્છાએ સ્વીકારેલો ભૂગર્ભવાસ સ્થિતપ્રજ્ઞ કર્મયોગીનો ગણાય, કાયરનો નહિ.

## ૮. બહાદુરશાહ

"મારી એવી તીવ્ર ઇચ્છા છે કે, હરકોઈ ભોગે અને ઉપાયથી ફિરંગીઓને હિન્દમાંથી હાંકી કાઢવા. મારી હાર્દિક ઇચ્છા છે કે, હિન્દ સ્વતંત્ર થાય. જો આખાયે સંગ્રામનો ભાર વહી શકે, અને બધાંયે બળોને એકત્ર કરી સંગ્રામની ધુરા વહે એવો સમર્થ પુરુષ આપણે નીપજાવી નહિ શકીએ તો શરૂ કરેલા સ્વાતંત્ર્ય–સંગ્રામમાં આપણે ફાવીશું નહિ. અંગ્રેજોને હાંકી કાઢ્યા બાદ મારો સ્વાર્થ સાધવા મારે રાજ્ય કરવું નથી. તમે સર્વે રાજાઓ શત્રુને હાંકી કાઢવા તમારી તલવારો ખેંચશો તો હું મારી બાદશાહી સત્તા ત્યાગી સમૂહતંત્રને સોંપવા રાજી છું."

(1857: The Great Rebellion: Ashok Mehta p. 43)

૧૮૫૭ના યાદગાર પ્રસંગે દિલ્હીસમ્રાટ બહાદુરશાહે જયપુર, જોધપુર, બિકાનેર, અલ્વર વગેરેના રાજાઓને ઉપરની મતલબનો કાગળ લખ્યો હતો. આ પત્રનો ધાર્યો જવાબ મળ્યો નહિ અને એમાં જણાવેલી શંકા સાચી પડી. હાલના સમયમાં પણ બરાબર તેવી જ સ્થિતિ નથી? આ કાગળની ભાષા અને વિચાર આધુનિક છે પણ કમનસીબી એ છે કે, માનવ આચાર હમેશાં વિચાર સાથે કદમ મિલાવી પ્રગતિ સાધી શકતો નથી. આમ છતાં એટલું તો સ્પષ્ટ જણાય છે કે, બહાદુરશાહની આસપાસ દૂરંદેશી રાજનીતિજ્ઞ પુરુષો હતા ખરા. આ નીતિનું હાર્દ બહાદુરશાહ કે બીજા રાજાઓ અપનાવી શક્યા નહિ અને આખરે હિન્દીઓ પરદેશીની નાગચૂડમાં વધુ ભીંસાયા.

બ્યાશી વરસની ઉંમરે ૧૮૩૭ના સપ્ટેંબરની ૨૮મીએ અકબરશાહનું મૃત્યુ થયું ત્યારે બહાદુરશાહનું વય સાઠ ઉપરનું હતું. બહાદુરશાહ ઉપર અકબરશાહનો બહુ ભાવ હોય એમ જણાતું નથી, કારણ કે, અકબરશાહે પોતાની હયાતિમાં એકવાર એકને અને બીજીવાર બીજા શાહજાદાને ગાદી મળે તેવી ભલામણ અંગ્રેજોને કરી હતી.

આ બન્ને ભલામણો નિષ્ફળ નીવડી જણાય છે. એક સમયનાં આ ચક્રવર્તિ બાદશાહો અંગ્રેજના પેન્શનરો બન્યા હતા. અંગ્રેજોએ શાહ-આલમને મરાઠાના પંજામાંથી છોડાવી પોતાનો આશ્રિત અને ઋણી બનાવ્યો હતો. તેને વાર્ષિક બાર લાખ રૂપિયા આપવાનું ઠરાવ્યું હતું. અનેક આશ્રિતો અને પરિચારકો સાથેનો તેનો રાજમહેલનો વસવાટ ચાલુ રાખવામાં આવ્યો હતો. કાબેલ અંગ્રેજો તેનો મોભો તથા માનમરતબો પણ જાળવી રહ્યા હતા. સમયના વહેણ સાથે અંગ્રેજ સત્તા જામતી ગઈ અને દિલ્હીનો બાદશાહ નામમાત્ર બની રહ્યો. તેનો મોભો જાળવવાની વાત તો દૂર રહી પણ તેને અપમાનિત કરવાની યોજનાઓ હિન્દના હાકેમો વિચારી રહ્યા. છેવટમાં તો તેને રાજમહેલમાંથી બીજે ખસેડવાની યોજના વિચારી મૂકેલી હતી પણ તે અમલમાં આવે તે અગાઉ બળવો ફાટી નીકળ્યો.

અંગ્રેજ ઇતિહાસકારો બહાદુરશાહને શાંત પણ લોભી સજ્જન તરીકે ઓળખાવે છે. એ કવિતાનો શોખીન હતો અને જાતે કવિતા રચતો પણ ખરો. અકબરશાહે જેમ રાજા રામમોહનરાયને અંગ્રેજો સમક્ષ પોતાની ફરિયાદો રજૂ કરવા મોકલ્યો હતો તે જ પ્રમાણે બહાદુરશાહે એક સહૃદય અંગ્રેજ જ્યોર્જ થોમસનને વિલાયત પાઠવ્યો હતો. આ બન્નેમાંથી કોઈ સફળ થયું નહિ. બહાદુરશાહની માગણી-ઓમાં મુખ્ય બે હતી. એક વર્ષાસન વધારી આપવાની અને બીજી તેનો દિલ્હીસમ્રાટ તરીકે યોગ્ય મોભો જાળવવાની. આ માગણીઓ નકારવામાં આવી.

બહાદુરશાહ આવા જવાબથી ચેત્યો નહિ. ગુલામી પરાવલંબી માનસે શાહઆલમના કાળથી જે જડ ઘાલી હતી તે વધુ મજબૂત બનવા લાગી અને આ બાદશાહો હતાશ અને કાયર બની અંગ્રેજ રાજસત્તાના પ્યાદા જેવા બની રહ્યા. બહાદુરશાહની ગુલામી સમય જતાં બેવડાઈ. અંગ્રેજો તો તેના માલિક હતા પણ તેની માનીતી તરુણ રાણી જિન્નતમહાલનું શાસન પણ શરૂ થઈ ચૂક્યું હતું. આ

રાણીએ ૧૮૩૯ ના અરસામાં એક પુત્રને જન્મ આપ્યો ત્યારે સાચે જ બહાદુરશાહ તેના બંદિવાન જેવો બની ગયો. આમ તો તેને સંખ્યાબંધ પુત્રો હતા પણ આ પુત્રના જન્મથી તેને ઘણો આનંદ થયો.

બહાદુરશાહની હાલત યાદ કરતાં રાજા દશરથનું સ્મરણ થાય છે. કૈકેયીના મોહપાશમાં સપડાયેલા દશરથે જેમ રામચંદ્રને વનવાસ કાઢ્યા તેવા કિસ્સા રાજકુટુંબોમાં બન્યા જ કરે છે એની સાખ ઇતિહાસ પૂરે છે. કેટલીકવાર આવા પ્રસંગોએ ગુપ્ત કે ખુલ્લાં ખૂન થયાના દાખલા પણ ક્યાં ગણ્યાગાંઠ્યા છે?

આ કિસ્સામાં પણ જિન્નતમહાલે કૈકેયીની માફક પોતાના બાલકપુત્ર જવાંબખ્તને ભવિષ્યમાં ગાદી મળે તે માટે પ્રયાસો આરંભ્યા. રાજાનો મોટો પુત્ર દારાબખ્ત યુવરાજપદે હતો. આમ છતાં જિન્નતમહાલે વૃદ્ધ બહાદુરશાહને પોતાના બાળકપુત્રને ગાદી મળે તેવા પ્રયાસો કરવા પ્રેર્યો. આમ ગુલામીમાનસની પરાકાષ્ઠા સધાઈ અને અંગ્રેજોએ પોતાના દાવપેચ વિચારી રાખ્યા હતા તે પ્રમાણે વર્તન શરૂ કરી દીધું.

આમ બહાદુરશાહને ગાદીએ આવ્યાં બાર વર્ષ પસાર થઈ ગયાં. તેની એક પણ માગણી મંજૂર થઈ નહિ. બાઇબિલમાં જણાવેલી સીત્તેર વરસની અવધ તે વટાવી ગયો હતો.* હિન્દનો હાકેમ લોર્ડ ડેલહાઉસી હતો. આ સાલમાં (૧૮૪૯) યુવરાજ દારાબખ્ત મરણ પામ્યો અને ત્રીસ વરસનો ફકીરૂદ્દીન ભવિષ્યનો ગાદીવારસ થયો. ફકીરૂદ્દીન મારફત ડેલહાઉસીને પોતાને ફાવતા કરારો કરાવી લેવા હતા. આ પ્રકરણની બન્ને બાજુઓ વિલાયતમાં વિચારવામાં આવી અને તાત્કાલિક નિર્ણય કરવાની વિરુદ્ધ અભિપ્રાય પડવાથી હિન્દના હાકેમના હાથ હેઠા પડયા.

ફકીરૂદ્દીન પોતાનો વારસ બને તે બહાદુરશાહને પસંદ નહોતું. આ માન્યતા પાછળ રાણી જિન્નતમહાલે પૂરો ભાગ ભજવ્યો જણાય

* બાઇબિલમાં માનવજીવનની અવધ ત્રણ વીશું અને દસ એવી દર્શાવવામાં આવી છે. Three score years and Ten.

છે. પોતાના અગિયાર વરસના પુત્રને ગાદી મળે એવી પેરવી આ બાઈ કરી રહી હતી. વૃદ્ધ બાદશાહ તેના હાથમાં રમકડું હતો.

ફકીરૂદ્દીન વિરુદ્ધ એક વિચિત્ર પ્રકારનો વાંધો બાદશાહ તરફથી દર્શાવવામાં આવ્યો. એ કહેઃ "તૈમૂરના કાળથી અમારી એવી પરંપરા છે કે, જેના અંગમાં કાંઈ ખોડખાંપણ હોય તે ગાદીપતિ બની શકે નહિ. આ રૂએ ફકીરૂદ્દીનની સુન્નત કરવામાં આવેલી હોવાથી તે નાલાયક ઠરવો જોઈએ." આ વાંધો ધાર્મિક ઝનૂન અને ગુસ્સાથી રજૂ કરવામાં આવ્યો હતો અને ફકીરૂદ્દીનનું ચારિત્ર શિથિલ છે એવો ઇશારો પણ કર્યો હતો.

આવી ખટપટોમાં ૭ સાત વરસ વીતી ગયાં. બાદશાહ વધુ જર્જરિત બન્યો હતો. યુવાન રાણીની સત્તા ખૂબ જામી ગઈ હતી. આ અરસામાં ૧૮૫૬ ના જુલાઈની ૧૦ મીએ ફકીરૂદ્દીન અચાનક મરણશરણ થયો. તેને ઝેર દેવામાં આવ્યું હોવાની વાતો વહેતી થઈ. બાદશાહનો હકીમ હસન ઉલ્લા કાંઈ દવાદારૂ કરી શકે તે અગાઉ ઊલટીનો ભોગ બનેલો કુમાર મૃત્યુ પામ્યો.

બીજે જ દિવસે બાદશાહે પોતાના સૌથી નાના પુત્ર જવાંબખ્તને યુવરાજ બનાવવાની દરખાસ્ત અંગ્રેજ એજન્ટ પાસે પેશ કરી. આ સાથે બાદશાહના બાકીના આઠ પુત્રોએ પણ જવાંબખ્તના ગુણ ગાયા હતા અને એને યુવરાજપદે સ્થાપવા કબૂલ કર્યું હતું. આમ છતાં આ આઠમાંનો મોટો મિરઝા કુરેશ ફરી બેઠો અને પોતાને યુવરાજ બનાવવાની અંગ્રેજોને વિનંતિ કરી. એણે એજન્ટને આ મતલબનું લખ્યુંઃ "મારો વારસાહક ડૂબાવી મારો નાશ કરવાની પેરવી રચવામાં આવી છે, માટે મારી હાલત વિચારી યોગ્ય રિપોર્ટ કરવો જોઇએ. વળી હું સર્વેમાં મોટો છું, મક્કા હજ કરી આવ્યો છું અને કુરાન મારે મોંએ છે. આ ઉપરાંતની મારી યોગ્યતાની કસોટી મુલાકાત વેળાએ આપ કરશો."

આખરે અંગ્રેજોએ જવાંબખ્તને યુવરાજ તરીકે સ્વીકારવાનું નકારી મિરઝા કુરેશને અમુક શરતોએ યુવરાજ તરીકે માન્ય રાખવાનું જણાવ્યું હતું. આ શરતો મુજબ યુવરાજને માસિક રૂ. ૧૫,૦૦૦) આપવાના ઠર્યા હતા. વળી તેણે રાજમહેલ છોડી બીજે રહેવા જવાનું કબૂલ્યું હતું. ગાદી મળ્યા બાદ તેને બાદશાહ તરીકે નહિ પણ શાહ-જાદા તરીકે સંબોધવામાં આવશે એવી એક શરત હતી. તેના આશ્રિતોની સંખ્યા ઉપર પણ અંકુશ મૂકવામાં આવ્યો હતો.

આમ એક પરદેશી હકૂમતના પ્રતિનિધિને મોગલ સમ્રાટ તથા તેનો છેલ્લો વારસ પોતાની મુરાદ પાર પાડવા વિનવે છે! આંત-રિક અને કૌટુંબિક કલહ શું નથી કરાવતો? બહાદુરશાહે વીસ વરસ આવી જ વિનંતિઓ કરવામાં ગાળ્યાં હતાં. વળી તેણે સુન્ની ધર્મનો ત્યાગ કરી શિયા ધર્મનો સ્વીકાર કર્યાનું કહેવાય છે. અંગ્રેજોને હાંકી કાઢવા તે ઈરાન સાથે સંપર્ક સાધી રહ્યો હતો અને ઈરાનના શાહ શિયા ધર્મના હોવાથી તેણે આ ધર્મ અંગીકાર કર્યો એમ કહેવાય છે. બહાદુરશાહે ઈરાન સાથે શું મસલત કરી તે વિષય ઉપર ઇતિહાસ કાંઈ પ્રકાશ ફેંકી શકતો નથી. જિન્નતમહાલે પોતાના પુત્રને ગાદી મળે તે ખાતર આકાશપાતાળ એક કર્યાં પણ તેમાં તે ફાવી નહિ.

૧૮૫૭ની શરૂઆતથી જ હવામાં તેજી જણાતી હતી. ડેલહાઉસી હિન્દનો હાકેમ થયો ત્યારથી કેટલાંયે દેશી રાજ્યો ખાલસા થવા લાગ્યાં હતાં. હિન્દી સિપાઇઓમાં અસંતોષ ધૂમાયા કરતો હતો. કેટલાયે તાલુકદારોની મિલકતો ઝૂંટવી લેવામાં આવી હતી. દિલ્હીમાં હિન્દુ–મુસલમાન બન્ને બેદિલ બની બેઠા હતા. અયોધ્યાના નવાબને પદભ્રષ્ટ કરી કલકત્તા પાસેના પરામાં નજરકેદી જેવી હાલતમાં રાખવામાં આવ્યો હતો. અંગ્રેજોની સર્વતોમુખી બેઈમાની વિષે હિન્દીઓને સંપૂર્ણ ખાત્રી થઈ ચૂકી હતી. આ પરિસ્થિતિમાં એક એવી ભવિ-ષ્યવાણી વહેતી થઈ કે, હિન્દમાં પરદેશી સત્તાનો સો વરસનો અમલ પૂરો થતાં જ તે નાશ પામશે. આ સાલમાં અંગ્રેજ અમલનાં સો

વરસ પૂરાં થતાં હોવાથી બધાયે તેનો લાભ લેવા ઉત્સુક બન્યા હતા. વૃદ્ધ બાદશાહ પણ આમાં સંડોવાયો.

મેરઠમાં તા. ૧૦ મી મે ને રોજ અચાનક સૈનિકો હલી ઊઠયા અને અંગ્રેજોને કાપતા બીજે દિવસે દિલ્હી જઈ પહોંચ્યા. અત્યાર સુધી બાદશાહ જિન્નતમહાલના હાથમાં રમકડું હતો, હવે તે સૈનિકોનું રમકડું બન્યો. દિલ્હીના બાદશાહને પ્રતીક બનાવી જુદે જુદે સ્થળેથી વિફરી બેઠેલા સિપાઇઓ દિલ્હીમાં જમા થવા લાગ્યા, બાદશાહી વર્તુલ ઉત્સાહ અને આશાઘેલું બન્યું. બાદશાહની સવારીઓ હાથી ઉપર નીકળવા લાગી. 'ફિરંગી કો મારો'નો પોકાર ચારે દિશામાંથી સંભળાવા લાગ્યો. બાદશાહનો પુત્ર મિરઝા મુગલ સેનાપતિપદે સ્થપાયો, પણ તેનામાં યોજના શક્તિની ખામી જણાઈ. વળી તે વ્યવસ્થા જાળવવામાં કાબેલ નીવડયો નહિ. સિપાઇઓ સ્વેચ્છાચારી બનવા લાગ્યા હતા, પ્રજાની માલમિલકતની સલામતી રહી નહોતી. આમ દોઢેક માસ ચાલ્યું.

આ અરસામાં આખોયે રોહિલખંડ સજાગ બન્યો હતો. બરેલીમાં ખાન બહાદુરખાને સ્વતંત્રતાનો ઝંડો ફરકાવ્યો હતો અને ત્યાંથી એક સેના મોહમદ બખ્તખાંની સરદારી નીચે જુલાઈ માસની શરૂઆતમાં દિલ્હી આવી પહોંચી. આ સેનાને દિલ્હીમાં ભાવભીનો આવકાર આપવામાં આવ્યો. બાદશાહે મોહમદ બખ્તખાંને મુલાકાત આપી. આ સેનાપતિએ બાદશાહ ઉપર સારી છાપ પાડી જણાય છે. બાદશાહ સમક્ષ તેના પુત્ર મિરઝા મુગલ વિરુદ્ધ પ્રજાજનો તરફથી ઘણી ફરિયાદો પેશ કરવામાં આવેલી હોવાથી તેને સેનાપતિપદ ઉપરથી દૂર કરી બાદશાહે મોહમદ બખ્તખાંને સેનાપતિ નીમ્યો. બખ્તખાંએ અવ્યવસ્થા દૂર કરવા સખત હાથે કામ લેવાની પોતાની નીતિ બાદશાહને જણાવી અને ઉમેર્યું કે શાહજાદાઓની કસુર હશે તો તેમને પણ આકરી સજા ફરમાવીશ. બાદશાહે તેને સંપૂર્ણ સ્વતંત્રતા આપી.

બખ્તખાંએ સિપાઇઓને યોગ્ય પગાર ચૂકવી તેમના સ્વચ્છ

વર્તનને દાબી દીધું. નાગરિકોને સશસ્ત્ર બનાવ્યા અને સૈનિકો નાગરિકોને પજવી કોઈ ચીજ મફત ન મેળવે એવી વ્યવસ્થા સ્થાપી. આમ લગભગ અઢીમાસ સુધી બખ્તખાંએ કામગીરી આપી. છેવટના ભાગમાં ત્રીસેક હજાર સિપાઇઓ દિલ્હીમાં જમા થયા હતા. અંગ્રેજો દિલ્હીમાં પગ પેસારો કરી કબજો લેવા ભગીરથ પ્રયાસ કરી રહ્યા હતા. નિષ્ણાત ઇજનરોએ હલ્લો કરવાની કેટલીય યોજનાઓ જુલાઈ માસથી ઘડવા માંડેલી પણ પૂરતા સૈનિકોને અભાવે આ યોજનાઓનો લાભ લેવાનું અંગ્રેજ સેનાપતિને યોગ્ય લાગેલું નહિ.

છેવટે સપ્ટેંબરના બીજા અઠવાડિયામાં અંગ્રેજો ફાવ્યા અને બાદશાહી કુટુંબ રાજમહેલનો ત્યાગ કરી હુમાયુના મકબરામાં છૂપાયું. દિલ્હીમાં શરૂઆતમાં પાંચપચાસ અંગ્રેજ સ્ત્રી પુરુષોનાં ખૂન થયેલાં તેનો ભયંકર બદલો વાળવામાં આવ્યો. આ અત્યાચારો વિષે લોર્ડ એલ્ફિન્સ્ટને સર જોન લોરેન્સને લખ્યું હતું :

" ઘેરો પૂરો થયા બાદ આપણી સેનાએ જે અત્યાચારો કર્યા છે તે સાંભળતાં હૃદય ફાટી જાય છે. શત્રુ અને મિત્રનો ભેદ રાખ્યા વગર આ લોક એક સરખો બદલો લેવા લાગ્યા છે. લૂંટમાં તો આપણે ખરી રીતે નાદીરશાહને પણ વટી ગયા છીએ."

(Life of Lord lawrence vol ii p. 262)

આમ એક બાજુથી અંગ્રેજો દિલ્હીનો કબજો કરવા લાગ્યા અને સૈનિકોમાં ભંગાણ પડી અવ્યવસ્થા વધી જવાથી કેટલાક દિલ્હી છોડી ચાલી નીકળ્યા અને કેટલાકે અન્તિમ સામનો કર્યો. એક અંગ્રેજ ઇતિહાસકાર બે સૈનિકોને ભવ્ય અંજલિ આપતાં લખે છે કે, રાજમહેલમાં ચોકી કરતા સૈનિકો સામનો કરી કપાઈ મૂવા.

" General Wilson forthwith ordered a force to proceed to the palace gate, and to the gate of the adjacent fort, and to blow them open. Both were found deserted, with the exception

of a sentry at each post. One of them was dressed and equipped according to regulation, and was marching up and down his beat armed with a musket, In the museum at Naples is to be seen the skull and helmet of a man who was found buried at his post in a sentry box in the midst of lava. The inscription states the occupant to have been a brave soldier; but nothing could have been braver or cooler then the conduct of these two sepoys. who must have known that their fate was sealed. Both were immediatly put to death."

Incidents in the Sepoy war 1857–58 Compiled from the private journals of General Sir Hope Grant G. C. B. pp – 131–132

" × × × જનરલ વિલસને તુરત જ રાજમહેલને દરવાજે તથા પાસેના કિલ્લાને દરવાજે સૈનિકો મોકલી આપ્યા. આ બન્ને દરવાજા તોડી પાડવાની સૂચના આપી દીધી હતી. ત્યાં કોઈ નહોતું. માત્ર બે સૈનિકો નિયત કરેલા સ્થળ આગળ ઊભેલા હતા. એક પોતાના સૈનિક તરીકેના પોષાકમાં સુસજ્જ તથા સશસ્ત્ર બની પહેરો ભરી રહ્યો હતો. નેપલ્સના મ્યુઝિઅમમાં એક સૈનિકની ખોપરી સંઘરવામાં આવી છે. આ સૈનિક લાવા રસ ફાટેલો હોવા છતાં પોતાની જગાએ અડગ રહી મરણશરણ થયેલો. એ ખોપરીની નીચે પટ્ટીમાં લખવામાં આવ્યું છે. " વીર સૈનિક "; આ બન્ને સૈનિકો પોતાનું નિશ્ચિત ભાવિ જાણતા હોવા છતાં છેવટ સુધી પોતાની ફરજ વીરતાથી તથા ધિરજથી બજાવી રહ્યા હતા. બન્નેને તુરત જ મારી નાંખવામાં આવ્યા હતા."

તા. ૧૯ મી સપ્ટેંબરે બખ્તખાંએ બાદશાહની મુલાકાત લીધી અને સલાહ આપી કે, બાદશાહે સૈન્ય સાથે દિલ્હી છોડી બીજા પ્રદેશમાં ચાલી જવું અને અંગ્રેજો સાથે સંગ્રામ ચાલુ રાખવો, બહાદુરશાહને બખ્તખાંની સલાહ બરોબર જણાઈ અને બીજે દિવસે નિર્ણય લેવાનું ઠરાવ્યું.

પણ બીજી બાજુથી 'ઘર ફુટયે ઘર જાય' એવી ઘટના બની રહી હતી. મિરઝા ઇલાહીબક્ષ બહાદુરશાહનો વેવાઈ હતો. દારાબખ્તનો તે સસરો થાય. આ અને બીજો એક સગો રજબઅલી અંગ્રેજોના જાસૂસીખાતાને બધી વિગતો પહોંચાડતા હતા. મિરઝા ઇલાહીબક્ષને અંગ્રેજોએ કુશળતાથી પોતાનો કરી લીધો હતો. એક બાજુથી ઇજનેરો જ્યારે હલ્લાની યોજના ઘડતા હશે ત્યારે બીજી બાજુથી જાસૂસીખાતાનો વડો હડસન આવા દેશદ્રોહીઓને શોધી કાઢી મૂલવતો હશે! અંગ્રેજનો સિતારો ચઢતો દેખી ઇલાહીબક્ષ ફરી બેઠો અને બાદશાહને બેવફા બનવાનો નિશ્ચય કરી દીધો. જેમ તાત્યા ટોપેને માનસિંહ મળી આવ્યો, ફૈઝાબાદના મોલવીને પવનનો રાજા મળી આવ્યો, ઝાંસીની રાણી લક્ષ્મીબાઇને પણ કોઇ દેશદ્રોહી મળી આવ્યો તેમ બહાદુરશાહને પણ તેનો જ વેવાઈ સાંપડયો અને તેની સલાહ અનુસાર તેણે બખ્તખાંની સાથે જવાનું બંધ રાખ્યું. બખ્તખાં બાજી પારખી ગયો હતો. ખુલ્લી તલવાર સાથે તે ઇલાહીબક્ષ ઉપર હૂમલો કરવા ધસી આવ્યો પણ બાદશાહે તેને વિનંતિ કરવાથી તે અટકી ગયો. અને પોતાની સેના સાથે રવાના થઈ ગયો. તે કયાં ગયો તેનો પત્તો લાગ્યો નહિ. બાદશાહનું હૃદય ભાંગી ગયું હતું. માનીતી યુવાન રાણી અને બાળકપુત્રની સલાહે પણ એની શક્તિ હણી હોવાનો સંભવ છે.

દેશદ્રોહી ઇલાહીબક્ષે કેપ્ટન હડસનને બધી વિગતવાર ખબર આપી. સ્વાર્થ અને સલામતી સાધવા ઇલાહીબક્ષે મોગલાઈ વટાવી.

ખાધી* હડસન પચાસ ઘોડેસવાર સાથે હુમાયુના મકબરા પાસે આવ્યો. બહાદુરશાહને ખબર પડી ત્યારે ઇલાહીબક્ષ સામે એક વિશાદભરી દૃષ્ટિ નાખી તે સમસમી ઊઠયો, પણ કરે શું ?

મકબરાની આસપાસ સિપાઇઓ ગોઠવી દેવામાં આવ્યા. રજબઅલીને જિન્નતમહાલ પાસે મોકલવામાં આવ્યો. બહાર હડસન વાટ જોતો ઊભો હતો. બે કલાક આમ ચિન્તામાં વ્યતીત થયા. જિન્નતમહાલે બાદશાહને સમજાવવામાં આગળ પડતો ભાગ લીધો હોવો જોઇએ. આખરે, રાણી, જવાંબખ્ત અને પોતાને હડસન તરફથી અભય વચન મળે તો શરણાગતિ સ્વીકારવાનું બાદશાહે કબૂલ કર્યું. હડસને તેમ કરવા હા પાડી.

જિન્નતમહાલ, જવાંબખ્ત અને બાદશાહ ત્રણે જુદી જુદી પાલખીઓમાં બહાર આવ્યા. હડસન ખુલ્લી તલવાર સાથે તેમની પ્રતીક્ષા કરતો બહાર ઊભો હતો. વૃદ્ધ, જર્જરિત અસહાય બાદશાહે પૂછ્યું: "આપ હડસન બહાદુર ?" આ સવાલનો જવાબ હડસને હકારમાં આપ્યો. બાદશાહે માગેલું અભયવચન હડસને સ્વમુખે આપ્યું પણ પોતાના પરિચારક સામે જોઇ બોલ્યો. "જો એ નાસવાનો પ્રયાસ કરશે તો કૂતરાને મોતે મરશે."

બાદશાહે પોતાની તલવારો હડસનને સોંપી દીધી. પછીથી ત્રણેને શહેરમાં લાવવામાં આવ્યાં. પાલખીની આજુબાજુ સંખ્યાબંધ પરિચારકો અને લોકો ટોળે મળ્યા હતા પણ તે ધીરેધીરે વિખરાઈ ગયા. વિખ્યાત ચાંદની ચોકમાંથી ત્રણે પાલખીઓ પસાર થઈ રહી હતી ત્યારે જનતા આ કરુણ દૃશ્ય અચરજની દૃષ્ટિએ જોઈ રહી હતી. કોઈનું રૂંવાડું પણ ફરક્યું નહિ. જનતા સ્તબ્ધ બની ગઈ હતી.

---

* "મિરઝા ઈલાહીબક્ષને આ કાર્ય કરવા માટે ઇનામની લાલચ આપવામાં આવી હોવી જોઇએ. કારણ કે, તેના વંશજોને આજે પણ માસિક બારસો રૂપિયાનું પેન્શન મળ્યા કરે છે."

-- ભારતમાં અંગ્રેજી રાજ્ય : પા. ૧૦૬૩. પંડિત સુંદરલાલ

નિશ્ચળ, નિર્જીવ, નિર્વીય પ્રજા પોતાના બાદશાહને બંદીવાન જોઈ જરાયે હલી ઊઠી નહિ. રાજમહેલ ઉપર ફરકતા અંગ્રેજ વાવટાએ વશીકરણ કર્યું હોય તેમ સર્વે સ્થિતિસ્થાપક રહ્યા.×

## ૯. ફિરોઝશાહ

બહાદુરશાહ અને તેના બે પુત્રોના હાલહવાલ આપણે અગાઉ નીહાળ્યા; અને તેની ધરપકડ તથા તેના બન્ને પુત્રોને મારી નાખ્યા તે સમયે પ્રજા કેટલી ડઘાઈ ગઈ હતી, કેટલી ચિત્રવત્ સ્તબ્ધ બની ગઈ હતી તેનું કંઈક દર્શન આપણે કર્યું છે. આત્મવિશ્વાસ અને દૃઢતાનો અભાવ અને તેમાં વળી ગોરી ચામડીનો પ્રભાવ એ બધાયે પોતાનો ભાગ ભજવી આપણા ગુલામી માનસને પોષ્યું હતું.

આમ છતાં 'સત્તાવન'ની કેટલીયે વિશિષ્ટ વ્યક્તિઓએ પોતાની વીરતા અને હિંમતનો પૂરાવો અચૂક આપી દીધો છે.

શાહજાદા ફિરોઝશાહ નામે વિખ્યાત થયેલો અને લખનૌની બેગમોના સલાહકાર તરીકે જાણીતો બનેલો આ વીર નર પહેલા બહાદુરશાહની સીધી લાઈનમાં નિઝામબખ્તનો પુત્ર હતો. સત્તાવનના સૂત્રધારોમાં આ એક જ આદમીએ અંગ્રેજ સ્ત્રી બાળકોની કતલને સીધા અને સ્પષ્ટ શબ્દોમાં વખોડી કાઢી છે.*

આ શાહજાદાએ પોતાની યુવાની સારી પેઠે દીપાવી છે. એનું

---

× પકડાયા બાદ ચાર માસે તા. ૨૭ મી જાન્યુઆરી ૧૮૫૮ ના રોજ બહાદુરશાહ ઉપરનો કેસ શરૂ થયો. ૯ મી માર્ચ સુધી કામ ચાલ્યું. બહાદુરશાહ, તેનો પુત્ર જવાંબખ્ત અને રાણી જિન્નતમહાલને કેદ કરી રંગુન રવાના કરવામાં આવ્યા. ૧૮૬૩ માં બહાદુરશાહ મૃત્યુ પામ્યો.

* In his proclamation dated 17th February, 1858, he says, "The delay in defeating the English has been caused by people killing innocent children and women, without any permission whatever from the leaders whose commands were not obeyed. Let us avoid such practices

વય ૨૦ ની આસપાસ હશે ત્યારે ૧૮૫૫ ની સાલમાં એ મક્કા હજ કરી આવેલો અને એશિયાના બીજા કેટલાયે દેશોમાં ઘૂમી વળેલો. એ ધાર્મિક વૃત્તિનો હતો પણ એની ધાર્મિક વૃત્તિ એને નિશ્ચેતન કે જડ બનાવવા શક્તિમાન બની નહોતી. એ જેહાદ યાને ધાર્મિક યુદ્ધમાં માનતો પણ એનું માનસ ક્રૂર કે રીબામણીશરૂં નહોતું એનો પુરાવો એના ૧૮૫૮ ના જાહેરનામામાંથી મળે છે.

શ્રી સેન લખે છે કે, ફિરોઝશાહ એક સદી વહેલો જન્મ્યો હોત તો આપબળથી રાજગાદી સંપાદન કરી શક્યો હોત; એક સદી મોડો જન્મ્યો હોત તો કોઈ લોકપ્રિય મહાન નેતાનું પદ એ પ્રાપ્ત કરત.

પણ ઇતિહાસનો ક્રમ જોતાં જણાય છે કે, બધાયે અગ્રગણ્ય પુરુષો શુભ ચોઘડિયામાં જન્મતા નથી. આવા પુરુષો બીજાને ચાનક આપવાનું જન્મકૃત્ય સિદ્ધ કરી આત્મસમર્પણ અને દુઃખભર્યું જીવન વીતાવે છે.

આ અમીરી સ્વભાવનો આદમી ફકીરના પોષાકમાં સ્થળે સ્થળે રખડ્યો છે અને પોતાની મુરાદ સિદ્ધ કરવા સારી પેઠે મથ્યો છે.

પરદેશથી ૧૮૫૭ ના મે માસમાં એ મુંબાઈ ઉતર્યો અને પછી ઇતિહાસના અસ્પષ્ટ પાન ઉપરથી એ દિલ્હી ગયાનું જણાય છે. જૂન માસમાં એ સીતામાઉ પાસે હતો. ત્યાર બાદ મન્દીસરમાં એણે લીલો વાવટો ફરકાવ્યો અને અંગ્રેજો સામે 'જેહાદ' જાહેર કરી. મન્દીસરના સત્તાધીશે એને કાઢી મૂક્યો ત્યારે એણે એક મસીદમાં આશરો લીધો, કેટલાયે અફઘાનો અને મકરાણીઓએ એને સાથ આપ્યો. આ બધાની સહાયથી એણે મન્દીસરના કોટવાલને બંદીવાન બનાવ્યો. આ પ્રદેશમાં ફિરોઝશાહને રાજા તરીકે જાહેર કરવામાં આવ્યો અને ૧૮૫૭ ના સપ્ટેમ્બર માસ સુધીમાં એને

---

and then proclaim a sacred war." Foreign Secret Consultations No. 122.

30 April, 1858. 1857. Surendra Nath-Sen. p. 380.

૧૭ થી ૧૮ હજાર અનુયાયીઓ મળી ગયા. નવેમ્બરના અરસામાં એ નીમચ તરફનો પ્રદેશ કબજે કરવા ધસ્યો પણ સર હેન્રી દુરાન્દ આવી પહોંચતા એને પાછા હઠવું પડ્યું. તાત્યા ટોપે તથા રાવસાહેબના સાથમાં એણે અંગ્રેજોને હંફાવવામાં બાકી રાખી નથી પણ સિકરની લડાઈમાં હાર્યાબાદ આ ત્રણે છૂટા પડયા અને ગેરિલા રીતરસમથી અંગ્રેજોને હેરાનપરેશાન કરવા લાગ્યા. આમાં કોઇ ફાવ્યા નહિ.

આવતા સમયનાં એંધાણ ફિરોઝશાહ પરખી ગયો એટલે એણે હિન્દ બહાર ડગલાં માંડયા. એનો આશાદીપ બુઝાઈ ગયો ન હતો એટલે અગાઉની માફક ફરીથી એ દેશદેશમાં રખડવા લાગ્યો. ૧૮૬૦ માં એ કન્દહારમાં હતો એવી લોકવાયકા છે. ૧૮૬૧ માં એ બુખારા પહોંચેલો જણાય છે. એની આર્થિક હાલત આ સમયે એટલી બધી કથળી ગયેલી કે એને સ્થાનિક રાજાઓ પાસે સહાય લેવી પડતી હતી. ૧૮૬૨ માં એ તહેરાનમાં હોવાનું જણાય છે. પછીનાં વરસોમાં એ હેરત અને બુખારા વચ્ચે ફરતો હોવાનું જણાયેલું અને ૧૮૬૮ માં એ હિન્દી સરહદ ઉપર સ્વાતના ટેકરાળ પ્રદેશમાં કાબૂલ જતાં આવેલો. કાબૂલનાં અમીરને ફિરોઝશાહની ખાતરબરદાસ્ત કરવામાં અંગ્રેજ સત્તાનો ભય લાગ્યો એટલે એને બીજે જવા આદેશ આપ્યો. પછીથી એ સમરકંદ ચાલ્યો ગયો. આમ દેશ વિદેશ રખડવામાં એનો હેતુ શો હશે એ કલ્પવું મુશ્કેલ છે; પણ એનો ઉદ્દેશ અંગ્રેજો સામે યુદ્ધે ચડવાનો હોવો જોઇએ. અફઘાનીસ્તાન, ઈરાન અને મધ્ય એશિયામાં એને કોઇએ સાથ આપ્યો નહિ.

૧૮૭૨ માં એ કોન્સ્ટાંટીપલમાં હતો. આ જગાએ અંગ્રેજ વિરુદ્ધ માનસ ધરાવતા અનેક મુસલમાનો જમા થયેલા હતા પણ ફિરોઝશાહ એમનો નેતા નહોતો. આમ રખડપટ્ટી કરતો કરતો એ ૧૮૭૫ માં એ મિરઝા મહમદ બે સાથે મક્કા તરફ ગયો એમ કેપ્ટન હન્ટર જણાવે છે. આ ખબર જેણે કેપ્ટન હન્ટરને જણાવી તેને સુલ્તાન ઈબ્રાહીમે ફિરોજશાહનો મેળાપ કરાવી આપ્યો ત્યારે આ શાહજાદો અકાળ વૃદ્ધ બની ગયો હતો, એક આંખનું નૂર ગુમાવી

બેઠો હતો અને પગે લંગડાતો હતો. આ સમયે એનું વય ૪૫ થી વધુ હોવાનો સંભવ નથી. ૧૭ મી ડિસેમ્બર ૧૮૭૭ના રોજ મક્કાની પાક ભુમિમાં એ ગુજરી ગયો. મક્કાના હાઈ શેરિફ તથા બીજા હિન્દી શેખો એને કંઈક આર્થિક સહાય આપી રહ્યા હતા. એને સન્તાનમાં કાંઈ ન હોતું. પાછળ એની પત્ની મક્કામાં ગરીબાઈમાં જીવન વીતાવતી હતી.

આમ પોતાના દેશથી ઘણે દૂર આ સ્વદેશભક્તનું અવસાન થયું. આખીયે જીન્દગી એ પરદેશીઓને જાકારો આપવા ઝઝૂમ્યો હતો. આર્થિક કટોકટી વેઠતો હોવા છતાં એણે સારા એવા સૈનિકો તૈયાર કરેલા અને બ્રિટિશ અમલને હચમચાવી નાખવા એ બે વરસ મથેલો. નિર્દોષનાં લોહી રેડી એણે પોતાના હાથ કદી કાળા કર્યા નથી. આવા માણસોની કમનસીબી એ હોય છે કે, એમને એમના દેશબાંધવો પણ યાદ કરતા નથી; તો પછી બીજી સહાય તો શું કરે?

આ પરિસ્થિતિમાં ફિરોઝશાહની વિધવાએ હિન્દી સરકારને પેન્શન માટે અરજ કરેલી તેના જવાબમાં ૧૮૮૧ની સાલમાં એને માસિક રૂ ૫)નું મામુલી પેન્શન બાંધી આપવામાં આવેલું અને શરત કરવામાં આવેલી કે એણે દિલ્હી કદી આવવું નહિ. લૉર્ડ રિપને માસિક રૂ ૫)ના વધારીને રૂ ૧૦૦) તેના અંગત પેન્શન તરીકે કરી આવેલા.

આવા મૃત્યુને મૂઠીમાં લઈને ફરનાર શક્તિશાળી આદમીને હડસન, નીલ, કે નિકલસન જેવા માત્ર શક્તિપૂજકો સાથે સરખાવીયે ત્યારે જ એની વિશિષ્ટ માનવતા દૃષ્ટિગોચર થાય છે. આ પ્રકારના માનવીનાં સ્મારકો માનવહૃદયમાં જ રહે છે; તેને બહારના કોઈ સ્મારકની આવશ્યકતા નથી. આમ છતાં આપણે કૃતજ્ઞતા દર્શાવવા આવાની યાદી તાજી રાખવા કંઈક કરી છૂટીએ તેમાં જ આપણી શોભા છે. સ્વતંત્ર ભારત એને ન્યાય આપવા પ્રયાસ કરશે?

---

**નોંધઃ**—આ પ્રકરણ માટે જુઓ: *1857*: Surendra Nath-Sen pp. 310-311-379-380-381

# ખંડ ૪ : ઢાલની બીજી બાજુ

## ૧. હડસન

### ( ૧ )

આ લાટસાહેબનો પરિચય વાચકને બહાદુરશાહના ચરિતમાં કંઈક થઈ ગયો છે. હિન્દના ઇતિહાસમાં એ શાહજાદાઓના ખૂની તરીકે વિખ્યાત બન્યો છે; પણ તે પ્રસંગ વર્ણવતા અગાઉ એનો થોડોક પૂર્વ ઇતિહાસ અવલોકવા જેવો છે.

એલીઝાબેથના સમયમાં ઇસ્ટ ઈન્ડીઆ કંપનીને હિન્દ સાથે વેપાર કરવાની સનદ આપવામાં આવી તેમાં કંપનીને, 'સાહસિક આદમીઓની સંસ્થા' ( Society of Adventurers ) એ નામે ઓળખાવવામાં આવી છે. કંપનીના વહીવટમાં સદાચારી સદ્‌ગૃહસ્થોની જરૂર જણાઈ નહોતી કારણ કે, તા. ૩ જી ઓકટોબર ૧૬૯૦ ના રોજ કંપનીના સંચાલકોએ એવો ઠરાવ કરેલો જણાય છે કે હિન્દમાં કોઈપણ મહત્ત્વની જગાએ સદાચારી સદ્‌ગૃહસ્થની નિમણૂક કરવી નહિ.*

આ પ્રથાનુસાર જે ગૃહસ્થોએ અંગ્રેજ સામ્રાજ્યના ફેલાવામાં અને બચાવમાં પોતાનાં નામ દીપાવ્યાં છે તેમાં હડસનનો ફાળો જેવો તેવો નથી. કોઈપણ કૃત્ય કરતાં તે અચકાયો નથી. તેના જીવનપ્રસંગો ઉપરથી બે વસ્તુઓ પ્રધાનપણે તરી આવે છે એક–નિર્ભયતા અને બીજી ખૂની લૂંટારુવૃત્તિ.

હિન્દના ઇતિહાસમાં જાણીતા સર હેન્રી લોરેન્સનો એ શિષ્ય હતો અને પંજાબમાં એણે સ્થાપેલા 'ભોમિયાદળ'માં (Guide corps) એણે ઠીક નામના મેળવી હતી. મોટે ભાગે એની કામગીરી દીવાની રાહની હતી. સર હેન્રીએ એની નિર્ભયતા પારખી લીધી હશે એમ લાગે છે, અને સાથે સાથે તેની બીજી બધીયે અધમ વૃત્તિઓની ઉપેક્ષા

---

* Bruce's Annals of the East India Company, Vol. I. p 128. वेहेरेकृत सन १८५७ पा. ५२६.

કરી હોય એવો સંભવ છે. આમ દીવાની અધિકારી તરીકે કેટલોક સમય વીત્યા બાદ તેનું નસીબ ફરી બેઠું. હિસાબમાં ગોટાળા કરનાર લાંચીઓ અધિકારી તરીકે એની ખ્યાતિ ફેલાવા લાગી અને એને ૧૮૫૫ ની સાલમાં લોર્ડ ડેલહાઉસીના હુકમથી બરતરફ કરવામાં આવ્યો. આ દેખીતી અવનતિમાં એની ઉન્નતિનાં બીજ રોપાયાં અને બળવાના કાળમાં સૈનિક તરીકે તેમજ જાસૂસીખાતાના વડા તરીકે તેણે નામના મેળવી એટલું જ નહિ પણ આ કાળના દિલ્હીના ત્રણે સેનાપતિઓનો એ વધારે ઓછે અંશે વિશ્વાસપાત્ર બન્યો.

એના હસ્તક હિસાબકિતાબની જવાબદારીભર્યું કામ હતું. આમાંથી ઘણી મોટી રકમો એ તક મળ્યે ઉચાપત કરતો. એક વેળા કોઈ અધિકારીએ લાંબી રજા ઉપરથી હાજર થઈ ચઢેલા પગારની માગણી કરી. હડસને શાન્તિથી જવાબ આપ્યો કે, એણે બધીયે રકમ વાપરી નાંખી છે! પેલા અધિકારીએ દમ ભીડાવ્યો કે, ચોવીસ કલાકમાં એના પગારની રકમ ભરપાઈ કરવામાં નહિ આવે તો એ હડસનની પોલ ઉઘાડી પાડશે. આ પરિસ્થિતિમાં એ ગભરાયો. ભારે વિમાસણમાં પડ્યો કે, હવે કરવું શું?

આથી ભાઈ ઉપડયા પેશાવર. દેશી પલટણના શરાફને મળી રકમ મેળવવા મથ્યા. કોઈ સદ્ધર જામીનગીરી સિવાય રકમ ધીરવા શરાફે ના પાડી. દેશી પલટણમાં સારો ઓદ્દો ભોગવતા બિશારતઅલીએ હડસનની જવાબદારી માથે લીધી અને તાત્કાલિક એણે પોતાને માથે આવી પડેલા મહાસંકટમાંથી મુક્તિ મેળવી.*

આજ બિશારતઅલીના એણે શું હાલહવાલ કર્યા તે પ્રકરણ વિચારવા જેવું છે. હડસનના અધમ ચરિત્ર ઉપર તે કિસ્સો સારો પ્રકાશ નાંખે છે અને હડસનની ખૂની તરીકેની ખ્યાતિ સારી પેઠે રજૂ કરે છે.

---

* T. Rice Holmes: A History of the Indian Mutiny. Appendix N. p. 593.

૧૮૫૭ ના બળવાની શરૂમાં જ હડસનને પોતાને યોગ્ય કામ સાંપડ્યું. દિલ્હીના ઘેરા સમયે જાસૂસીખાતાના વડા તરીકે, હિન્દી સ્વભાવ, ખાસિયતો અને ભાષાના જાણકાર તરીકે, સર હેન્રીના પટ્ટ શિષ્ય તરીકે, તે પ્રાણની પણ પરવા ન કરતાં ઘૂમી રહ્યો હતો. એક વેળા શાહબુદ્દીન* નામના માણસે હડસનના તંબૂએ આવી સમાચાર આપ્યા કે, પંજાબ ઘોડેસવાર પલટણનો એક બિશારતઅલી નામનો સૈનિક પોતાના વતનમાં બળવાખોર બન્યો છે. બિશારતઅલીનું ગામ દિલ્હીની નજીક જ હતું. હડસને પોતાના ઉપર ઉપકાર કરનાર અધિકારીને તરત જ ઓળખ્યો. આમ છતાં શાહબુદ્દીને કહેલી હકીકત કે વિગતની યોગ્ય તપાસ કર્યા વિના આ ભાઇસાહેબ પોતાના ઘોડેસવારો સાથે બિશારતઅલીને ગામ ઉપડયા.

બિશારતઅલી પોતાને ગામ માંદગીની રજા ઉપર ગયો હતો. તેની ખ્યાતિ નિર્ભય અને પ્રામાણિક આદમી તરીકેની હતી. એને જ્યારે ખબર મળી કે, સાહેબ એને ગામ પધારે છે એટલે એ ગામ બહાર તેમને મળવા ગયો પણ તે અરસામાં જ હડસન પોતાના સવારો સાથે ગામમાં ધસી આવ્યો, બિશારતઅલીનું ઘર ખોળી કાઢ્યું અને તે ઘરમાં વસતા લોક ઉપર તૂટી પડયો. બન્ને પક્ષે તુમુલ યુદ્ધ જામ્યું, સારી પેઠે લોહી રેડાયું અને હડસન ઘરમાં દાખલ થવામાં ફાવ્યો.

આ મહાકૃત્યથી પરવારી હડસન ગામ બહારના પોતાને મુકામે આવ્યો ત્યાં બિશારતઅલીનો ભેટો થયો. એણે બિશારતઅલીને બળવાખોર તરીકે પડકાર્યો. બિશારતઅલીએ સરોષ તે આરોપ નાકબૂલ

---

* શાહબુદ્દીન અને બિશારતઅલી એક જ પલટણમાં હતા. એક સૈનિક ઉપર હુમલો કરવા બદલ શાહબુદ્દીનને બરતરફ કરવામાં આવ્યો હતો. બિશારતઅલીએ શાહબુદ્દીન વિરુદ્ધ જુબાની આપેલી. શાહબુદ્દીનનું ચારિત્ર અધમ હતું. એણે હડસનને કહેલી વાત બનાવટી હતી; કારણ કે, બિશારતઅલીની ખ્યાતિ બહાદુર અને પ્રામાણિક આદમી તરીકેની હતી.

T. Rice. Holmes. Appendix N. p. 603

કર્યો અને ઉમેર્યું કે, ભલે એને દિલ્હી લઈ જઈ એના આરોપની તપાસ થાય. હડસનમાં ન્યાયબુદ્ધિનો અંશ પણ હોત તો તે બિશારતઅલીની વિનંતિ માન્ય રાખત. વળી પોતાની મુશ્કેલીના સમયમાં મદદગાર નીવડેલા માણસ તરફની લાગણીથી દોરાઈને પણ યોગ્ય તપાસ કરવા તરફ તેનું વલણ થાત. પણ આમાંનું કાંઇ બન્યું નહિ. બળવાખોરોનો હરકોઇ ભોગે સમૂળો નાશ કરવાની વૃત્તિ પ્રબળ બની અને ત્યાંને ત્યાં જ ન્યાયનું નાટક કરી બિશારતઅલીને ગુનેગાર ઠરાવવામાં આવ્યો. હડસને પોતાની રિવોલ્વરથી ગોળીબાર કર્યો પણ બિશારતઅલીનું મૃત્યુ એક ગોળીથી નીપજ્યું નહિ. હડસન તરફ તાકીને બિશારતઅલી બોલી ઊઠયો: "આવી બેઈમાનીની મને કલ્પના પણ આવી હોત તો હું લડી લેત. કૂતરાની માફક ગોળી ખાત નહિ." હડસનની ગોળીની ધારી અસર ન થવાથી એના સાગરિતોએ હડસનના હુકમથી એકીસાથે ગોળીબાર કર્યા અને બિશારતઅલી મરણશરણ થયો. તેનાં નિર્દોષ સગાંસંબંધીઓને પણ મારી નાંખવામાં આવ્યાં. બિશારતઅલીનો એક બાર વરસનો બાળક ભત્રીજો હતો. તે પોતાના એક કાકાને ઢીંચણે વળગીને ઊભો હતો તેનો પણ એ કાકા સાથે વધ કરવામાં આવ્યો. બિશારતઅલીની માલમિલકત લૂંટી લેવામાં આવી અને આ લોહી તરસ્યા ખૂની સાહેબ બળવાખોરોની શોધમાં બીજે ગામ સીધાવ્યા.*

ઉપર વર્ણવેલો કિસ્સો ૧૮૫૭ નો બળવો શરૂ થયા બાદ તરત જ બન્યો પણ હડસનની ખ્યાતિ ૧૮૫૫ અગાઉ સારી પેઠે ફેલાઇ ગઇ હતી. એક અંગ્રેજ લેખક લખે છે કે, ગરીબાઇને લીધે તેનું પ્રામાણિકપણું નાશ પામ્યું હતું અને સમયના વહેણ સાથે તેની સ્વાભાવિક વૃત્તિઓ હળવી બની નહોતી.* એને સારી પેઠે પીછાણ-

* આ કિસ્સા ઉપર હોલ્મ્સના પુસ્તક પાછળની એપેન્ડીક્સ એન સારો પ્રકાશ ફેંકે છે. વાચકને એ આખીયે પૂરવણી વાંચવાની ભલામણ છે.

* Poverty had corrupted his sense of honour; and time had not softened the truculence of his spirit.

નારા કહેતા કે, એણે ડાબે હાથે સારી મતા એકઠી કરેલી. દિલ્હીના બાદશાહ બહાદુરશાહને જીવતો પકડી લાવવામાં એણે ઠીક ફાળો આપ્યો છે, પણ તેની સ્વાભાવિક વૃત્તિ બાદશાહને જીવતો લાવવાની નહોતી. એની એના ઉતારા ઉપરથી સ્પષ્ટ થાય છે. " I assured him ( Wilson ) it was nothing but his own order which bothered him with the king, as I would much rather have brought him in to Delhi dead than living " Letter of Hodson on Sept. 24, 1857. Twelve year's of a Soldiers' Life in India.

સાચી વાત તો એ છે કે, બહાદુરશાહને જીવિતદાન આપવામાં એણે સારી પેઠે રકમ પડાવી હોવી જોઇએ. નાની અને નજીવી લેણ દેણોમાં પણ ફરી જવાની વૃત્તિ સાથે દમદાટીથી પોતાનો સ્વાર્થ સાધી લેવામાં તે કુશળ હતો.

સર જ્યોર્જ કેમ્પબેલે પોતાના હિન્દી અનુભવો બે ભાગમાં પ્રસિદ્ધ કર્યા છે તેમાં પણ હડસન વિરુદ્ધ અભિપ્રાય આપ્યો છે. શાહજાદાઓનાં ખૂન વિષે કાંઇ પણ વધુ ન લખવાની અને બોલવાની આ સાહેબે હડસનને સલાહ આપેલી એના ગુણ પારખવા છતાં એ લખે છે : " My impression is from papers I afterwards saw, that if he had lived he must have been the subject of a formal inquiry or trial, not on account of the people he killed, that was passed and gone, but on account of others to whom he gave guarantees in a very unaccountable manner." memories of my Indian career by Sir. George Campbell Vol. I. pp. 246-247.

દિલ્હીના બદમાશોના સાગરિત, અંતરાત્માના કોઇ પણ પ્રકારના

ડંખ વિનાના આ ગોરા સાહેબ વિષે ઘણા અંગ્રેજોએ એવો અભિપ્રાય આપ્યો છે કે, તે લૂંટારો હતો.

ફત્તેહગઢથી લખનૌના ઘેરામાં ભાગ લેવા તે જતો હતો તે સમયે જનરલ પેલહામ બર્ને હડસને લૂંટથી ભરેલી પેટીઓ જોઇ હતી. ( Life of Lord Lawrence ii 518 ) સર ડેલીએ હડસનના મૃત્યુબાદ તેની પેટીઓ તપાસી ત્યારે તેનું વર્ણન એણે લૂંટના ખજાના તરીકે કર્યું છે. એક સરકારી ફાઇલમાં હડસનનાં કૃત્યોની તપાસનું વિગતવાર બ્યાન હતું તે બળવાના સમયમાં સરકારી રાહે એની પાસે આવેલી. તે આખીયે ફાઇલ હડસને પોતાની પેટીમાં દબાવી રાખેલી. એના મૃત્યુબાદ તે જડી આવી અને આ બાબત સર જોન લોરેન્સને પૂછતાં એવી સલાહ મળી કે, આ હકીકત વિષે મૌન સેવવું. ૧૮૬૦ સુધી આ મૌન ચાલ્યું પણ તે અરસામાં હડસન વિષેના પુસ્તકમાં કંઇક અવનવી વિગતો પ્રસિદ્ધ થવાથી જોન લોરેન્સે સર ડેલીને મૌન તોડવાનું જણાવ્યું અને સર ડેલીના એક પત્ર ઉપરથી બધીયે વિગત છતી થઇ. સર નેવિલ ચેમ્બરલેઇને હડસન તથા તેના માણસોને લૂંટ કરવામાં અગ્રેસર તરીકે ઓળખાવ્યા છે. કેપ્ટન લાઇટ લખે છે કે, આખાયે લશ્કરમાં હડસન તદ્દન નઠોર લૂંટારો હતો. હિન્દી લશ્કરનો વડો વિલ્સન કહેતોઃ “ બિચારો હડસન, એ કોઇ દિવસ લૂંટ કરતાં જ માર્યો જવાનો છે.” લખનૌમાં જ્યાં એની કામગીરી નહોતી એવી બેગમ કોઠીની જગાએ એ ધસી ગયો ત્યારે તેની પાછળ તેનો પરિચારક મોટો કોથળો લઇ ચાલતો હતો એ હકીકત એક નજરે જોનારે વર્ણવી છે. આ કોથળો લૂંટનો માલ ભરવા માટે જ હોવો જોઇએ એવો અભિપ્રાય એ દર્શાવે છે. ૧૮૫૮ ના જાન્યુઆરી માસમાં એણે લૂંટના માલના હજારો પાઉન્ડ કોઈ તરકીબથી કલકત્તા મોકલી આપ્યાનું સર નોરમન જણાવે છે.*

* T. Rice Holmes Appendix N. pp. 691-692.

( ૨ )

આમ બળવાના કાળમાં એને પ્રિય કામ મળી ગયું હતું. વળી એનો સ્વાર્થ પણ સધાતો હતો. હિન્દી સ્વભાવ, ખાસીઅત અને ભાષાનું એણે ઠીક જ્ઞાન મેળવી લીધું હતું. એનો ગુપ્તચર એક રજબઅલી નામનો એકાક્ષી મુસલમાન હતો. એની સહાયથી એણે હિન્દીઓની નબળાઇઓ પારખી લીધેલી. એને પાકી ખાત્રી થઇ ગયેલી કે, દિલ્હીમાં મોટા જથામાં બળવાખોરો છે ખરા, પણ અંગ્રેજ સૈનિકોની માફક તે શિસ્ત અને ઐક્યથી સામનો કરી શકવાના નથી. વળી હિન્દીઓની આંતરિક ફાટફૂટનો પણ એણે ઠીક લાભ લીધો. ઓગસ્ટની શરૂઆતથી જ એણે દૂરદષ્ટિથી કામ લીધેલું તે ઇતિહાસ ઉપરથી જણાય છે. રજબઅલી દ્વારા બાદશાહી ચાલની રજેરજ માહિતી એને મળી રહી હતી, એટલામાં સેનાપતિ બખ્તખાંની ચાલબાજીની એને ખબર પડી. બખ્તખાં બાદશાહને દિલ્હી છોડી અંગ્રેજોનો સામનો ચાલુ રાખવાનું સૂચવી રહ્યો હતો. આ બાતમી મળતાં આ ધાડસી અંગ્રેજે એક સફળ પાસો ફેંક્યો અને બાદશાહના વેવાઇ મિરઝા ઇલાહીબક્ષને પોતાને પક્ષે ખેંચી લીધો. સમયનું વહેણ પારખી પોતાની સલામતી શોધતા દેશદ્રોહી ઇલાહીબક્ષે બાદશાહને ભોળવી લીધો; અને બાદશાહ બખ્તખાંની સાથે ન ચાલી નીકળતાં પોતાના વેવાઇએ રચેલા પિંજરામાં પૂરાયો.

( ૩ )

આવા કૃતઘ્ન, દુરાચારી, ખૂની લૂંટારાનું છેલ્લું કૃત્ય નીરખી લઈએ. તા. ૨૧ મી સપ્ટેંબરના રોજ બાદશાહ, રાણી જીન્નતમહાલ તથા બાળકપુત્ર જવાંબખ્તને જીવતા પકડી આણ્યા બાદ એનો ઉત્સાહ બેવડાઈ ગયેલો. તેની સ્વાભાવિક ક્રૂર વૃત્તિઓ ધમધમી રહી હતી. તેના હાથ તો તૈમૂરના વંશનો સમૂળ નાશ કરવા સળવળતા હતા પણ અભયદાન આપેલું હોવાથી અને સારી રકમ મળેલી હોવાથી તે લાચાર બન્યો હતો,*

---

* "If I get in to the palace," he (Hodson) had

આ પરિસ્થિતિમાં બાદશાહના પુત્રો વિષે એને માહિતી મળી. તા. ૨૨ મી સપ્ટેંબરના રોજ સવારે આઠ વાગે હડસન લફ્ટેનન્ટ મેકડુવલ સાથે સો સવારો લઇ શાહજાદાઓની શોધમાં નીકળ્યો. શાહજાદાઓ પણ હુમાયુના મકબરાની આસપાસ સંતાયેલા છે એવી પાકી બાતમી એને મળેલી.

દિલ્હીથી ૭ એક માઇલ દૂર આવેલા આ મકબરા તરફ આગલા દિવસની માફક હડસન તથા મેકડુવલ જઈ રહ્યા હતા. આ ઉગ્ર દેખાવના, ભૂખરા ટોપાવાળા, ધૂળથી છવાયેલા સવારો ચાલ્યા જાય છે. રતાશ પડતા ભૂખરા વાળ તથા દાઢીવાળો ઊંચો હડસન રવાલદાર ચાલમાં પોતાનો ઘોડો ચલાવી રહ્યો છે. એની ભૂરી આંખો ચમકારા મારી રહી છે. એની સાથે રજબઅલી તથા મિરઝા ઇલાહીબક્ષ પણ છે. આમ મકબરાની નજીક આવી પહોંચતા એણે પોતાના આ બે વિશ્વાસુ ગૃહસ્થોને મકબરામાં મોકલ્યા. અર્ધો કલાક વીતવા છતાં અંદરથી કાંઇ ખબર મળી નહિ. બન્ને અંગ્રેજો આતુર ચિત્તે મકબરાની બાજુમાં દૃષ્ટિક્ષેપ કરી રહ્યા હતા. છેવટે ખબર આવી કે, શાહજાદાઓ બાદશાહની માફક જીવતા શરણે થવાની ઇચ્છા દર્શાવે છે અને હડસન પાસે અભય વચનની માગણી કરે છે. હડસને સાફ ના પાડી. વળી પાછી અંદર વાટાઘાટો ચાલી રહી.

મકબરાની બહાર બે અંગ્રેજ અમલદારો વાટ જોતા ઊભા રહ્યા હતા. સો સવારોને મકબરા આસપાસ ગોઠવી દેવામાં આવ્યા હતા. અંદર વાટાઘાટો ઉગ્ર બનતી જતી હતી. કોલાહલ જામતો જતો હતો. શાહજાદાના વિશ્વાસુ સલાહકારોનો સૂર એક જ હતો: "બસ, સામી છાતીએ લડી લેવું. બાદશાહ બેઈમાની અંગ્રેજોની જાળમાં ફસાયો

---

written on the 30th of August, "the House of Taimur will not be worth five mineutes' purchase I ween."

Kaye & Malleson Vol. IV p. 52 ( Note ).

તેમ ફસાવું નહિ. કૂતરાને મોતે મરવા કરતાં યુદ્ધમાં મૃત્યુ આવે તે વધુ સારું."

શાહજાદાઓને એકંદરે આ સલાહ રુચી નહિ તેમને એમ લાગ્યું હોવું જોઈએ કે શરણે જવાથી તેમની જીન્દગી સલામત રહેશે. રજબઅલી તથા ઈલાહીબક્ષે પણ કહ્યું હોવું જોઈએ: "હડસન બહાદુરને શરણે જશો તો એ સાહેબ તમને બચાવી લેશે. ઉદ્ધત વર્તન રાખી યુદ્ધ ચાલુ રાખશો તો કમોતે મરશો. કંપની સરકાર દયાળુ છે. સાહેબ બહાદુર સર્વ સત્તાધીશ છે. દિલ્હીનો સેનાપતિ હડસન સાહેબને પૂછ્યા વિના પાણી પણ પીતો નથી. ભલે એ વચનથી ન બંધાય પણ શરણે જશો તો બચી જશો. જીવતો નર ભદ્રા પામે. ખુદાનું નામ લઇ શરણે જાવ."

આ દ્વિધામાં શાહજાદાઓ ગોથાં ખાવા લાગ્યા. જીવનમાં આવી ક્ષણોમાં ચારિત્રબળ જ કામ આપી શકે છે. પણ આવા નૈતિકબળની મૂડી આ શાહજાદાઓ પાસે નહોતી. જો તેમ હોત તો બખ્તખાંની સાથે તેઓ દિલ્હી છોડી કયારનાએ ચાલી નીકળ્યા હોત અને સંયુક્ત રીતે અંગ્રેજોને પડકાર્યા હોત.

એક દૂતે આવીને સમાચાર આપ્યા કે, શાહજાદાઓએ શરણે આવવાનું સ્વીકાર્યું છે અને મકબરામાંથી નીકળી ચૂકયા છે. હડસને એમનું સ્વાગત કરવા દસ સવારો મોકલ્યા. એક નાનકડી બળદગાડીમાં બેસીને આવતા ત્રણે શાહજાદાઓ દેખાયા. એટલે દસે સવારો ગાડીની આગળ પાછળ વહેંચાઇ ગયા. પાછળ મોટું ટોળું આવી રહ્યું હતું. હડસન અને મેકડુવલે તેમને મળવા પોતાના ઘોડા આગળ કર્યા. ફરીથી ત્રણેએ પોતાના જાન માટે આજીજી કરી. હડસને દૃઢતાથી ના પાડી અને ગાડીવાનને દિલ્હી તરફ ગાડી હાંકવા હુકમ કર્યો. ટોળું પણ ગાડી પાછળ જવા સળવળી રહ્યું હતું પણ હડસને પોતાની ઉગ્ર દૃષ્ટિ ફેંકી આખાયે ટોળાને ડાર્યું. ટોળું ના છૂટકે મકબરામાં પાછું હઠયું. ચાર સવારો સાથે બન્ને અમલદારો મકબરાના દરવાજામાં દાખલ

થયા. ચારથી પાંચ હજાર આદમીઓનું ટોળું કોલાહલ મચાવી રહ્યું હતું. હડસને બુલંદ અવાજે તેમને હથિયારો સોંપી દેવાનો હુકમ કર્યો. સહેજ ગણગણાટ શરૂ થતાં એણે ફરીથી પડકાર કર્યો; અને કોઈ નટ પૂતળાંને નચાવતો હોય તેમ સર્વેએ પોતાનાં શસ્ત્રો સોંપી દીધાં. આશરે પાંચસો તરવારો તથા તેટલી જ બંદૂકોનો ઢગલો થઈ ગયો.

આ કામથી પરવારી હડસન અને મેકડુવલે પોતાના ઘોડા શાહજાદાઓની ગાડી પકડવા દોડાવ્યા. ટોળું પણ તેમની પાછળ પાછળ ચાલ્યું. દિલ્હીની લગભગ પાસે બધા પહોંચી ગયા હતા. આગલે જ દિવસે બાદશાહને લઇ ગયા તેની માફક આખુંયે ટોળું સ્તબ્ધ અને નિર્જીવ જેવું જમા થયું હતું. પણ હડસનના ચિત્તમાં ક્રોધનાં દુદુંભી વાગી રહ્યાં હતાં. એને તો કંઇક બહાનું જોઇતું હતું. આખાયે ટોળા ઉપર પોતાના ગણ્યાગાંઠ્યા સવારો જે પ્રભાવ પાડી રહ્યા હતા તેનાથી એને સંતોષ થયો નહિ. એણે પોતાના ઘોડાને ટોળામાં ઘૂસાડ્યો. લોકો ચોડા પાછા હઠ્યા. પછી એણે ત્રણે શાહજાદાઓને તેમનાં કપડાં કાઢવાનો હુકમ કર્યો. ટોળાને સંબોધી એ બોલ્યો : “જુઓ, આ ત્રણેએ દિલ્હીની ખૂનરેજીમાં અમારાં સ્ત્રી-પુરુષ-બાળકોની કતલ કરવામાં ભાગ લીધો છે. સરકારે તેમનો નાશ કરવાનો નિશ્ચય કર્યો છે. ગઈ કાલથી કંપની સરકારનું રાજ્ય શરૂ થઈ ગયું છે અને અંગ્રેજ વાવટો તમારા રાજમહેલ ઉપર અગાઉની માફક ફરકી રહ્યો છે.” આમ બોલી પાસે ઊભેલા સૈનિક પાસે પીસ્તોલ માગી અને એણે ત્રણે શાહજાદાઓ ઉપર એક પછી એક ગોળી છોડી. ત્રણે તત્કાળ ઢળી પડ્યા. જનસમૂહ હડસનની ઝડપથી અંજાઇ ગયો! હડસન ત્રણેનાં મડદાં ટોળાની રૂબરૂ કોટવાળી પાસે લઈ ચાલ્યો અને ત્યાં બધા નીરખી શકે એવી ઊંચી જગાએ ત્રણ દિવસ ખુલ્લાં રાખવામાં આવ્યાં.

## ૨. કર્નલ નીલ

હિન્દના ઇતિહાસમાં નાના સાહેબની માફક વિખ્યાત બનેલા કર્નલ નીલનો જન્મ ૨૬મી મે ૧૮૧૦ ના રોજ સ્કોચ માતાપિતાને

ત્યાં થયેલો. નાના સાહેબથી એ પંદરેક વરસે મોટો હતો અને અંગ્રેજ વેરઝેરના પ્રતીક તરીકે તો એ નાના સાહેબને સફળ રીતે વટાવી જાય છે.

નીલનાં માતાપિતાનો વિચાર એને વકીલ બનાવવાનો હોવાથી પંદરમે વરસે એને ગ્લાસગો યુનિવર્સિટીમાં અભ્યાસાર્થે મોકલ્યો, પણ એના અદૃષ્ટમાં આ જાતનો અભ્યાસ લખાયલો નહોતો. એની વૃત્તિઓનો પ્રવાહ બીજી દિશામાં વહી રહ્યો હતો. બાળપણથી જ એણે સૈનિક થવાનાં સ્વપ્નાં સેવ્યાં હતાં. આ અરસામાં હિન્દનો હાકેમ બર્મી-વિગ્રહમાં (૧૮૨૫) રોકાયલો હતો અને આ વિગ્રહની વાતો સાંભળી નીલ હિન્દી નોકરી માટે ઉત્સુક બન્યો.

એની સાહજિક વૃત્તિઓ પોતાનો વિકાસ સાધવા મથામણ કરી રહી હતી. શૂરાતનની વાતો એને પ્રોત્સાહન આપતી હતી. વળી બાયબલના જૂના કરારના અભ્યાસે પણ એની વૃત્તિઓને બળવાન બનાવી હોવી જોઈએ. "કોઈ તારી આંખ ફોડી નાંખે તો એની ફોડી નાંખજે," એ સૂત્રનો ભવિષ્યમાં એ હિમાયતી બન્યો. તેનાં મૂળ શરૂઆતથી જ એનામાં હોવાં જોઈએ; કારણ કે, કેટલાક કિસ્સામાં તો એ જૂની મર્યાદા પણ વટાવી ગયેલો જણાય છે.

એના પિતાને પણ સવેળા એમ લાગ્યું કે, આ ભાઈને એને ન ગમતા વકીલાતના કામમાં રોકવા જેવો નથી. એની સાહસિક અને ધાડસી વૃત્તિઓનો પણ એના પિતાએ વિચાર કર્યો હોવો જોઈએ. નાની વયમાં એણે આત્મવિશ્વાસ પણ સારી પેઠે દર્શાવ્યો હોવો જોઇએ. આ બધું વિચારી એને સૈનિક તરીકે હિન્દમાં મોકલવાનું એનાં માતાપિતાને યોગ્ય જણાયું. આમ સાહસિક અંગ્રેજ યુવકો માટે હિન્દમાં જે કાર્યક્ષેત્ર ઊભું થયું હતું તેનો લાભ એમણે લીધો. હિન્દ આ પ્રકારના યુવકો માટે કામધેનુ જેવું બન્યું હતું. વળી આ યુવકોની સમક્ષ હિન્દથી તાલેવન બની આવેલા ગૃહસ્થોનાં ઉદાહરણ મોજૂદ હતાં. હિન્દની લક્ષ્મીથી આ બધાયે સારી પેઠે આકર્ષાતા. આ બધી પરિસ્થિતિનો વિચાર કરી નીલના પિતાએ એને માટે લશ્ક-

રમાં કેડેટશીપ મેળવી અને ૧૮૨૭ ના જાન્યુઆરી માસમાં એટલે સત્તર વરસની ઉમ્મરે નીલ મદ્રાસ જવા ઉપડ્યો. મદ્રાસનો ગવર્નર સર ટોમસ મનરો તેનો સંબંધી હતો એટલે નીલને પહેલી યુરોપિઅન પલટણમાં દાખલ થવાનું મળ્યું.

૧૮૩૫ ની સાલમાં એનું લગ્ન થયું. બીજા બર્મી વિગ્રહમાં એણે આગળ પડતો ભાગ ભજવ્યો. એનો સાહસિક સ્વભાવ, ઝટ નિર્ણય કરવાની શક્તિ અને દૃઢ મનોબળ એને ડગલેને પગલે ખપ લાગ્યાં.

પહેલી યુરોપિઅન પલટણમાં તે ક્રમશઃ આગળ વધવા લાગ્યો અને પરાક્રમ દર્શાવવાની તક પણ મળી રહી. ક્રિમીઆની કામગીરી બાદ ૧૮૫૭ ના એપ્રિલ માસમાં ઇરાનના અખાતમાંથી તે તાજેતરમાં જ પાછો ફર્યો હતો. અને પલટણનો વડો બન્યો હતો. પોતાના સૈનિકો માટે તે ખૂબ મગરૂરી ધરાવતો. કોઈપણ પલટણને ટક્કર મારે તેવા સૈનિકો એના હાથ નીચે કામ કરે છે એવી નોંધ એણે પોતાની નોંધપોથીમાં કરી છે. ૧૮૫૭ ના મે ની ૧૦ મી બાદ બે ત્રણ અઠવાડિયામાં જે દાવાનળ ઉત્તર હિન્દમાં ફાટી નીકળ્યો તેનું સાચું સ્વરૂપ એણે ઝટ પારખી લીધું. આ રાષ્ટ્રિય ઉત્થાન એકલા સિપાઇઓનું જ છે એવી ભ્રમણામાં એ રહ્યો નહિ. કાશીથી નીકળ્યા બાદ એણે તુરત પારખી લીધું કે, આખોયે ગંગા કિનારાનો પ્રદેશ રાજ્યક્રાન્તિ અને અવ્યવસ્થાને પન્થે જઈ રહ્યો છે.*

આ કટોકટીને સમયે એનું વય ૪૭ વરસનું હતું. ત્રીસ વરસની

---

* "He took in the position of affairs at a glance. On his way from Benares, he had seen that the whole country on the banks of the Ganges was in a State of anarchy and confusion, and he knew that already the rising had become something more than a military mutiny."

Kaye's & Malleson's History of the Indian Mutiny of 1857–58. Vol. II p 198.

સિપાઈગીરીએ એનો શારીરિક બાંધો ખડતલ બન્યો હતો. થાકનું તો નામ પણ જાણતો નહોતો. કર્નલ મેલેસને એનાં ખૂબ વખાણ કર્યાં છે. મેલેસન લખે છે: "એ પ્રભુથી ડરીને ચાલનારો જૂના કોવેનન્ટર કોટિનો હતો. એના કૌટુમ્બિક જીવનમાં સ્ત્રીઓના જેવું માર્દવ વર્તાતું. સ્ત્રી બહુમાનમાં માનનારો, પોતાના દરેક કામમાં જાતને વિસરી જનાર, કાળજીભર્યા સરદાર તરીકે એની ખ્યાતિ જામેલી હતી. × × × પણ આપણી જાતિના શત્રુ તરફ તે કઠોર હતો. પોતાના હાથ નીચેના માણસોની ઉણપ તરફ તે કડક દૃષ્ટિએ જોતો. શત્રુનાશ સાધવામાં એ તનતોડ મહેનત કરતો અને જીવન હોડમાં મૂકતાં કદી અચકાતો નહિ."

૨૩ મી મેના અરસામાં એ પોતાના સૈનિકો સાથે કલકત્તા આવી પહોંચ્યો. કલકત્તાથી જુદી જુદી જગાએ સૈનિકો રવાના કરવાનું કામ તેની આગળ પડ્યું હતું. આ વેળાયે કાશી અને અલ્હાબાદમાં બળવાની જામગરી ફેલાઈ ગઈ હતી. આમ જનતા સિપાઇઓની સાથે જ સફાળી જાગી ઊઠી હતી. 'ફિરંગીકો મારો'નો નાદ સ્થળે સ્થળે ગાજી રહ્યો હતો.

નીલની યોજના સૈનિકોને વહાણ રસ્તે કાશી રવાના કરવાની હતી, પણ તે મુજબ બધાને મોકલી આપવાનું ન બની શકવાથી થોડાને રેલ રસ્તે મોકલવાની જરૂર પડી. હુગલી નદીમાં વહાણ વાટે સિપાઇઓ કલકત્તા આવી રહ્યા હતા. અને જે ગાડીમાં તેઓ જવાના હતા એ ગાડી પણ સ્ટેશન ઉપર ઊભી હતી. કંઈક કારણસર આ સિપાઇઓ વખતસર સ્ટેશન ઉપર આવી શક્યા નહિ એટલે રેલ્વે અધિકારીઓએ સિપાઇઓ સિવાય ગાડી ઉપાડવાની તૈયારી કરવા માંડી. નીલે આ પરિસ્થિતિમાં એન્જીન ડ્રાઈવર સાથે વાટાઘાટ કરવા માંડી. વાટાઘાટના સ્વરૂપથી ભૂલાવામાં પડી ડ્રાઈવરે સખત વલણ અખત્યાર કર્યું અને પોતાનો રૂવાબ બતાવવા લાગ્યો. ગાડી તુરત ઉપાડવાની એણે ચેતવણી આપી. આ જોઈ રેલ્વેના બીજા અધિકારીઓ પણ આવું જ વલણ લઈ બેઠા અને એક જણ બોલ્યો. "આ કર્નલ

સાહેબનો અધિકાર એમની ટુકડી ઉપર ચાલે. એ કાંઈ આપણો ઉપરિ નથી એટલે ગાડી ઉપાડવી."

નીલે તો ઝડપી નિર્ણય કરી લીધો. એને કોઇ હિસાબે સૈનિકોને કાશી પહોંચતા કરવા હતા. રેલ્વેના અધિકારીઓને એણે રાજ્યદ્રોહી અને બળવાખોર તરીકે સંબોધ્યા અને ડ્રાઈવર વગેરેના ઉપર પહેરો ગોઠવી બોલ્યો: "જરાયે ખસશો તો કમોતે મરશો."

આમ ગાડી દસેક મિનિટ મોડી ઉપડી શકી. પણ આ વાત વાયુવેગે ફેલાઈ અને નીલની દૃઢતાની પ્રતીતિ થઈ ગઈ.

કાશીમાં નીલ માત્ર ગણ્યાગાંઠ્યા દિવસ રોકાયો. અને ખૂબ ધાક બેસાડી દીધી. આ દાવાનળ સળગ્યા બાદ બે ત્રણ અઠવાડિયામાં જ સરકારે પોતાની નીતિ સરકારી દૃષ્ટિએ કાયદેસર રીતે જાહેર કરી દીધી હતી. ગોરાઓની સામે અધમ કાળાલોક શસ્ત્રો ઉપાડે એ કલ્પના એમને વ્યગ્ર બનાવી મૂકતી હતી. એમનું સ્વાભિમાન ઘવાયું હોવાથી ૩૦ મી મે સુધીમાં તો ગવર્નર જનરલે પોતાની કાઉન્સીલની મદદથી દીવાની તેમજ લશ્કરી અમલદારોને સંપૂર્ણ સત્તા આપી દીધી હતી. આ રૂએ ઇતિહાસમાં જાણીતી "કર્નલ નીલની ફાંસી"ની શરૂઆત થઈ. કૂતરાં કે શિયાળવાંની માફક જે હિન્દી ઝડપાયો તેને ફાંસીને માંચડે ચઢાવવામાં આવતો. કેટલાક યુવકો નગારાં વગાડતા વાવટા સાથે ફરતા હતા તેમને પકડીને ઝટ ફાંસી દેવામાં આવી! આ કિસ્સાઓમાં તો કંઈક લશ્કરી અદાલતનો દેખાવ કરવામાં આવતો પણ બીજા એવા કેટલાયે કિસ્સાઓ મોજૂદ છે જેમાં ફાંસી દેનારાં મંડળો જિલ્લાનાં ગામડાંઓમાં ઘૂમતાં અને પોતાની પાશવી ફાંસી લીલા અજમાવતાં. એક ભાઈ પોતાની ખૂની 'કલામયતાની બડાશ હાંકતા કે અમારે માંચડાની જરૂર પડતી નથી; કારણ કે, અમે હિન્દીઓને હાથી ઉપર બેસાડી આંબાના ઝાડની ડાળીઓ ઉપર લટકાવી હાથી ખસેડી લઇએ છીએ એટલે બળવાખોર કૂંટિયું વાળી અંગ્રેજી આઠના આકારમાં લટકતો રહી જાય છે.

આ આખુંયે પ્રકરણ એટલું દુઃખદ અને કરુણ છે કે, તેની પુનરુક્તિ કરી વેરઝેરનાં બળોના મૂળમાં જળ સિંચન કરવું ઇષ્ટ નથી. ખ્રિસ્તી રાજકર્તાઓ ભાનભૂલ્યા બન્યા હતા. શરૂનાં ત્રણેક અઠવાડિયામાં જ સરકારની નીતિ નિશ્ચિત થઈ ગઇ હતી. કલકત્તાની ધારાસભાએ કરપીણ લશ્કરી ફરમાનો પસાર કર્યાં હતાં અને દીવાની તેમજ લશ્કરી અમલદાર નીતિ કે વયની દરકાર કર્યા વિના સંહાર કરવા ઉદ્યુક્ત બન્યા હતા.

આ સઘળા સમય દરમિઆન નીલના શરીર ઉપર પ્રખર તાપની એટલી બધી માઠી અસર થઇ હતી કે, એને મોટે ભાગે પથારીમાં પડયાં રહેવું પડતું હતું. તેની શારીરિક હાલત આમ ખરાબ બનવા છતાં એનું મનોબળ શિથિલ બન્યું નહોતું. પોતાની પત્નીને લખેલા એક પત્રમાં એ લખે છે. " મરણોન્મુખ હાલતમાં પણ હું મારી આત્મશ્રદ્ધાના બળે ટકી રહ્યો છું."

આ પુસ્તકના પહેલા ખંડમાં નાના સાહેબ વિષેના ઉલ્લેખમાં કર્નલ નીલ વિષે એક ઉતારો આપવામાં આવ્યો છે તેના અનુસંધાનમાં નીલના માનસનું નિરીક્ષણ કરવું અહીં યોગ્ય થશે. કાનપુરના સતિચૌરા ઘાટ અને બીબીઘરના હત્યાકાંડને ઐતિહાસિક દૃષ્ટિએ વધુ પડતું મહત્ત્વ આપી નાના સાહેબને ક્રૂર, અમાનુષી અને લોહીતરસ્યા રાક્ષસ જેવો અંગ્રેજ ઇતિહાસકારોએ ચિતર્યો છે; અને નીલના બચાવમાં એમ દર્શાવવામાં આવ્યું છે કે, આવી ભયંકર ખૂનરેજીથી અકળાઈ ઊઠેલા નીલે માત્ર પ્રત્યાઘાતી પગલાં લીધાં છે. પરંતુ એ યાદ રાખવું જરૂરી છે કે, થોમસન જેવો આધુનિક ઇતિહાસકાર કાનપુરની બન્ને જગાની હત્યા માટે બનારસ અને અલ્હાબાદની નીલની વર્તણુકને કારણભૂત માને છે. આના આધારમાં પોતાના પુસ્તક "ઢાલની બીજી બાજુ"માં સર જ્યોર્જ કેમ્પબેલનો અભિપ્રાય થોમસન નીચે મુજબ જણાવે છે. " અને હું જાણું છું કે અલ્હાબાદમાં વિના સંકોચે કત્લેઆમ ચલાવવામાં

આવી ××× અને ત્યારપછી નીલે જે કાર્ય કર્યું તે કત્લેઆમ કરતાં પણ વધારે ખરાબ હતું. તેણે જાણી જોઇને લોકોને એવી ભયંકર યાતનાઓ આપી આપીને માર્યા કે જેવી યાતનાઓ અમારી પાસે જેટલાં પ્રમાણો છે તે ઉપરથી કદી કોઈ ભારતવાસીએ આપ્યાનું જાણમાં નથી.*

કાનપુરમાં 'બીબીઘર'ની હત્યાનું વેર નીલે કેવી રીતે વાળ્યું તે પ્રસંગ એના ક્રૂર માનસને સારીપેઠે વ્યક્ત કરે છે.

જે નીલ અલ્હાબાદમાં ન્યાય અન્યાય વિચાર્યા વિના ફાંસી આપવામાં મશગૂલ બન્યો હતો તે કાનપુર આવ્યા બાદ ભયંકર વૈરાગ્નિથી ભભૂકી ઊઠ્યો. ફાંસી દેતા અગાઉ એણે જે યોજના અમલમાં મૂકી તે સારાયે અંગ્રેજ માનસને નીચું જોવરાવનારી છે. આ પ્રસંગને ઇતિહાસનાં પાનાં ઉપર જાગતો રાખવાનું કોઇપણ સહૃદયી લેખક પસંદ કરશે નહિ. પણ વાસ્તવિક હકીકત એવી બની છે કે, અંગ્રેજ સત્તાધારી અને રાજપુરુષ છેક અત્યારના કાળ સુધી (૧૯૪૬) સુધર્યો જણાતો નથી એવો આપણો અનુભવ છે; આથી કાનપુરનો 'બીબીઘર' સાફ કરાવવાનો નીલનો નુસખો વિચારવા જેવો છે.

બીબીઘરમાં અંગ્રેજ સ્ત્રી પુરુષોની કતલ થઈ હતી ત્યાં જે જમીન લોહીથી ખરડાયેલી હતી તે એમની એમ રાખવાનો હુકમ નીલે આવતાં વેંત જ આપી દીધો અને તેના અમુક ભાગ પાડી દીધા. ત્યારબાદ અપરાધીઓને વીણી કાઢી તેમની પાસે બધું સાફ કરાવ્યું.

---

× "......and I know that at Allahabad there were far too wholesale executions.........And afterwards Neill did things almost more than the massacre, putting to death with delibrate torture in a way that has never been proved against the natives." Sir George campbell, Provisional Civil Commissioner in the mutiny as quoted in the Other side of the Medal Edward Thompson p. 81.

શરમાં એક બ્રાહ્મણ સુબેદાર ઝડપાયો. એના હાથમાં સાવરણી આપવામાં આવી. સુબેદારે આનાકાની કરવા માંડી પણ પીઠ પર ચાબુકનો માર પડતાં એ ત્વરિત ગતિએ કામે લાગી ગયો. આ કામ પૂરું થયા બાદ તેને ફાંસીએ લટકાવવામાં આવ્યો અને તેનું શબ જાહેર રસ્તાની બાજુમાં દાટવામાં આવ્યું. થોડા સમય બાદ બીજા કેટલાક અપરાધીઓને પકડવામાં આવ્યા. તેમાં એક દીવાની કોર્ટનો અધિકારી હતો. એને લોહી સાફ કરવાનું ફરમાન છૂટયું. એણે પણ આનાકાની કરી ત્યારે તે તરફ દુર્લક્ષ કરીને એને સારી પેઠે ફટકારવામાં આવ્યો **અને નીચતાની અવધિ તો ત્યાં થઈ કે એને જમીનનો કેટલોક લોહીવાળો ભાગ પોતાની જીભથી સાફ કરવાનો હુકમ છૂટયો.** હતાશ બનેલા એ અમલદારે જીભથી અમુક ભાગ સાફ કર્યો પણ ખરો* સર જોન કે પોતાના પુસ્તકમાં નીલનો બચાવ કરવાની ચેષ્ટા કરે છે પણ આવી વ્યાઘ્રવૃત્તિનો બચાવ શિક્ષિત સમાજ આગળ ઝાઝો સમય નભતો નથી. નીલનાં આવાં કૃત્યો કેટલાંયે બીજા અંગ્રેજ અધિકારીઓએ ઘૃણાની નજરે જોયાં છે એ ઇતિહાસપ્રસિદ્ધ છે.

અંગ્રેજોએ કેવી કઠોરતાથી હિન્દીઓને ક્રૂર યાતનાઓ નીચે રહેંસી નાંખ્યાં છે તે સર જોન કેના નીચે જણાવેલા સ્પષ્ટ અભિપ્રાયથી વ્યક્ત થાય છે: “ આપણા અમલદારોએ કેવી ત્રાસજનક અને ક્રૂર યાતનાઓ લોકોને આપી એનું વર્ણન કરતા અનેક પત્રો મારી પાસે જો કે મોજૂદ છે છતાં હું આ વિષે એક શબ્દ પણ લખતો નથી. કારણ કે હવે આ વિષય દુનિયાની નજરે ન આવે એ જ ઉત્તમ છે.×

---

* કે અને મેલેસન વોલ્યુમ બીજું : પા. ૨૯૯ : ૩૦૦ બુક ૫. પ્રકરણ ૪

× “ Though I have plenty of letters with me describing the terrible and cruel tortures committed by our officers, I do not write a word about it, so that this subject should be no longer before the world.”

ચાલો આપણે પણ આ આખાયે દુઃખદ પ્રકરણ ઉપર પડદો પાડી દઇએ.

## ૩. ફ્રેડરિક કૂપર

૧૮૫૭ માં કૂપર સાહેબ અમૃતસરમાં ડેપ્યુટી કમિશ્નર હતા. એમણે સ્વપરાક્રમની ગાથા પોતાના પુસ્તક 'ધી ક્રાઇસિસ ઇન ધી પંજાબ'માં વર્ણવી છે તે ટૂંકમાં વિચારીએ.

મે માસમાં લાહોરની કેટલીક પલટનોનાં હથિયારો લઇ લેવામાં આવ્યાં હતાં. અને આ પલટનો ઉપર શીખો તથા ગોરાઓનો પહેરો ગોઠવવામાં આવ્યો હતો. ૨૬ મી પલટનના મોટા ભાગના સિપાઈઓ ૩૦ મી જુલાઇની રાત્રે મિયાંમીરની છાવણી છોડીને ચાલી નીકળ્યા હતા. આ લોક પાસે શસ્ત્રો નહતાં. વળી તેમણે બળવામાં કાંઈ ભાગ પણ લીધો નહોતો. બીજે દિવસે આ સિપાઈઓએ રાવી નદી ઓળંગી ચાલ્યા જવાનું ધાર્યું હતું. આ લોકોને અટકાવવામાં આવ્યા. એટલે તેઓ રાવીને કિનારે અમૃતસર તરફ જવા આગળ વધ્યા. તેમનો પીછો પકડવામાં આવ્યો.

આ સિપાઇઓ અમૃતસરની એક અજનાલા નામની તહસીલથી ચારેક માઈલ દૂર રાવી નદીને કિનારે પડાવ નાખીને પડયા હતા. ભૂખ તથા થાકથી એ પીડાતા હતા. કેટલાક ગ્રામવાસીઓ તથા પોલિસની મદદથી અજનાલાના તહસીલદારે એમના ઉપર હુમલો કરી આશરે દોઢસો સિપાઇઓને ખતમ કરવામાં આવ્યા. ત્યારબાદ કૂપર સાહેબ ઘોડેસવારની પાર્ટી સાથે આવી પહોંચ્યા. બીધેલાં પંખીઓની માફક થરથર ધ્રૂજતા આ લોકને જકડી લેવામાં આવ્યા. પણ કેટલાક નદીમાં કૂદી પડી મરણુશરણ થયા. બાકી ૨૮૨ સિપાઇઓને અજનાલા લાવવામાં આવ્યા. કૂપર સાહેબની દૃષ્ટિએ આ બધાયે ખૂની હતા અને સર્વેને ખતમ કરવા જોઈએ. મધરાતે આ બધા સિપાઈઓ અજનાલાને થાણે પહોંચ્યા. આ લોકને

ફાંસી આપવા દોરડાં તથા ગોળીઓથી ઉડાવી દેવા માટે કેટલાક સશસ્ત્ર સિપાઈઓની યોજના કૂપરે અગાઉથી કરી રાખી હતી. રાતે વરસાદ વરસતો હોવાથી એ કામ બીજા દિવસની સવાર સુધી મોકૂફ રાખવામાં આવ્યું. મોટાભાગના સિપાઈઓને પોલિસ થાણામાં પૂરવામાં આવ્યા હતા. પણ બધા તેમાં ન સમાવાથી પચાસેકને એક નાના બંધિયાર ગુંબજમાં ગોંધવામાં આવ્યા હતા.

બીજે દિવસે સવારમાં આ હતભાગી સિપાઈઓને દસદસ કે વીસવીસની ટુકડી પાડી બહાર કાઢવામાં આવ્યા. સશસ્ત્ર શીખ સૈનિકો આ સિપાઈઓની ટુકડીઓને વારાફરતી ગોળીથી વીંધી નાંખતા હતા. કૂપર સાહેબ થાણાની સામે જ ખુરસી નાંખી બેઠા બેઠા આ સંહારલીલા જોઈ રહ્યા હતા પોલિસથાણામાંના સિપાઇઓ ખતમ થયા બાદ ગુંબજમાં પૂરાયેલાનો વારો આવ્યો. તેમાંના બાકીના અંદરથી બહાર નીકળતા નથી એવો ભાસ થવાથી કૂપર અધીરો બનતો હતો. પણ ગુંબજમાં જઇને જોતાં અંદરના ગુંગળાટથી મરણશરણ થયેલા ૪૫ સિપાઈઓનાં શબ હાથ આવ્યાં.

કૂપર પોતાના પુસ્તકમાં લખે છે: "અજાણતાં જ હોલવેલના બ્લેક હોલના હત્યાકાંડની પુનરાવૃત્તિ થઇ ગઈ.* આ બધાં શબોને થાણા પાસેના એક જીર્ણ કૂવામાં પધરાવી દેવામાં આવ્યા બાદ કૂપર સાહેબ બડાશ હાંકે છે: "There is a well at Cawnpore, but there is also one at Ajnalah." એક કૂવો કાનપુરમાં છે, તો એક કૂવો અજનાલામાં પણ છે.

આ પ્રકરણ સમાપ્ત થયા બાદ બીજે જ દિવસે લાહોરથી ચિફ કમિશ્નર લોરેન્સ તા. ૨–૮–૫૭ના કાગળમાં કૂપરને શાબાશી આપે

---

× "Unconsciously the tragedy of Holwell's Black Hole had been re-enacted" The Crisis in the Punjab, by Fredrick Coopur. p. 99 (1858)

છે. પંજાબનો જ્યુડિશિઅલ કમિશ્નર રોબર્ટ મોન્ટગોમેરી પણ કૂપરને અભિનંદન આપતા કાગળમાં લખે છે: "All honour to you for what you have done, and right well you did it. There was no hesitation or delay, or drawing back. It will be a feather in your cap as long as you live.

+ + +

"You will have abundant money to reward all, and the (executioners) sikhs should have a good round sum given to them."

આ જાતના પત્રો કૂપરે શરૂમાં જણાવેલા પોતાના પુસ્તકમાં પા. ૧૦૨–૧૦૩ ઉપર ટાંક્યા છે. જ્યુડિશિઅલ કમિશ્નરે આપેલી સલાહાનુસાર હિંદુ તહસીલદાર તથા શીખ ઘાતકોને મોટાં મોટાં ઇનામો આપવામાં આવ્યાં હતાં.

કૂપરનું પુસ્તક મારી પાસે છે તે ૧૮૫૮ની સાલમાં લાહોરમાં પ્રસિદ્ધ થયું છે. પંજાબી પ્રેસ: એચ. ગ્રેગરી પ્રિન્ટર જણાય છે. આ પુસ્તક લોરેન્સ એસાયલમને મદદ થાય તેટલા માટે પ્રસિદ્ધ કર્યાનું નોંધવામાં આવ્યું છે.

[આ અને આ પ્રકારનાં બીજાં ઘણાં પુસ્તકોના વાચનથી અધીરા બનેલા અનેક યુવાન અંગ્રેજોએ આપણને એમનો પરિચય ૧૯૪૨માં 'હિન્દ છોડી ચાલ્યા જાવ' એ સૂત્ર પ્રચારમાં આવ્યું ત્યાં સુધી ઠીકઠીક કરાવ્યો છે. ત્યારપછી આંતર રાષ્ટ્રિય પરિસ્થિતિએ પલટો લીધો અને ૧૯૪૭માં આપણને સ્વતંત્રતા સાંપડી.]

૧૮૫૭ના કાળમાં કેટલાક બ્રિટિશ અમલદારો કહેતા "અમને મોગલાઇનો વારસો મળ્યો છે એટલે કેટલીક ક્રૂરતાઓ અમારાથી થઈ જાય છે."

આપણી સરકારને પણ અંગ્રેજ અમલનો ઘણી બાબતમાં સારો

તથા કેટલીક બાબતમાં નરસો એવો વારસો મળ્યો છે; એટલે લેખકના નમ્ર મત મુજબ ૧૮૫૭ ઉપરથી આપણે પ્રજા તરીકે તથા રાજકર્તા તરીકે ઉપયોગી બોધપાઠ તારવવો જોઇએ. લેખકને શ્રદ્ધા છે કે, આપણા અમલદારો ઉપર જણાવેલા બ્રિટિશ અમલદારોની માફક લૂલા સ્વ-બચાવની દલીલ ન શોધવા જેટલું ધૈર્ય તથા દીર્ઘદૃષ્ટિ બતાવશે; અને આમવર્ગ પણ લોકશાહી ઢબે સબળ બની સાંપડેલા સ્વાતંત્ર્યનું સાવધાનીપૂર્વક જતન કરશે.

## ૪. જૉન નિકલસન

પોતાના રૂમાલને છેડે ગાંઠવાળી એક ત્રણ વરસનો છોકરો પોતાની રમમાં રૂમાલને હવામાં વીંઝતો હતો. ઓચિંતી એની માતા રૂમમાં આવી ચડી અને ભાઇસાહેબને પૂછ્યું :

“ અરે, તું શું કરે છે ? ”

“ હું સેતાનને ફટકારું છું. ” બાળકે જવાબ વાળ્યો. “ એ મને ખરાબ રસ્તે જવા આદેશ આપે છે. જો એ મારી સામે આવે તો એને હું મારી નાખીશ. ”

ભવિષ્યમાં આ બાળકની જિંદગી મોટે ભાગે પોતે માની લીધેલા સેતાનને ફટકારવામાં વ્યતીત થઈ. માત્ર પોતાનામાં રહેલા સેતાનનું એ નિયમન કરી શક્યો નહિ !

આ બાળક તે જ જોન નિકલસન. ડબલિનમાં એનો જન્મ તા. ૧૧ મી ડિસેંબર ૧૮૨૨ ના રોજ થયેલો. એના પિતા એલેકઝાંડર નિકલસન દાક્તર હતા. એની માતા અલ્સ્ટરના જાણીતા કુટુંબની હતી. બન્ને કુટુંબો ક્વેકર સંપ્રદાયનાં હતાં અને ૧૭ મી સદીથી આયર્લૅન્ડ આવી વસ્યાં હતાં. કુટુંબમાં પાંચ ભાઇઓ અને બે બહેનો હતી: જોન સૌથી મોટો પુત્ર હતો. ચાર વરસનો થતામાં તે લખવા વાંચવાનું શીખી ગયો હતો.

નિકલસનની માતા દૃઢનિશ્ચયી સ્વભાવની હતી એટલે પોતાના પતિના અકાળ મૃત્યુ બાદ પોતાનાં સાતે સંતાનોની સારસંભાળ લેવામાં એ કુશળ નીવડી.

લશ્કરી તાલીમ મળી શકે તેવી શાળામાં નિકલસનનું ભણતર શરૂ કરવામાં આવ્યું હતું. ત્યાં પોતાના સારજન્ટને મુખે જુદી જુદી લડાઇઓની શૌર્યપૂર્ણ ગાથાઓ એણે સાંભળી અને એનું ચિત્ત કંઈપણ કરી નાખવાની મહત્ત્વાકાંક્ષાથી સળવળી ઊઠ્યું. સ્વભાવે એ એકાન્તપ્રિય અને પ્રામાણિક ગણાતો. પોતાના સાથીઓ સાથે એ બહુ ભળતો નહિ. આમ છતાં કોઈ 'દાદો' નબળા વિદ્યાર્થીને સતાવે તો નિકલસન અન્યાયનો પ્રતિકાર કરવા પોતાની પૂરી તાકાતથી ઝૂઝતો. રમતગમતનો એ શોખીન હતો પણ એમાં કોઈ અણચાઈ કરી બેસે તો રમત, રમતને ઠેકાણે રહેતી અને અણચાઈ કરનારનાં એ હાડકાં ખોખરાં કરતો. સોળ વરસની વયે એણે શાળા છોડી.

આ સમયે એના કાકા જેમ્સ હોગ હિન્દમાં સારું કમાઈ સ્વદેશ પાછા ફર્યા હતા અને ઇસ્ટ ઇન્ડિયા કંપનીના ડાયરેક્ટર પદે નીમાવાના હતા એટલે તેમની ભલામણથી બંગાળ પાયદળમાં એને કેડેટ તરીકે જવાનું ગોઠવવામાં આવ્યું.

નિકલસન હિન્દ જવા ઉપડયો ત્યારે એની માતાએ એક જ વાકયમાં શિખામણ આપી: "જૉન, બાયબલ વાંચવાનું કદી વિસરીશ મા." લંડનમાં એક માસ રહી એના કાકાની આર્થિક સહાયથી હિન્દ જવા ૧૮૩૯ ના ફેબ્રુઆરીમાં બોટ વાટે ઉપડયો. એની દૃષ્ટિ સમક્ષ ત્રણ મુદ્દા મુસાફરીના કાળમાં રમ્યા કરતા. પોતાની માતાને આર્થિક સહાય આપવા તે સૈનિક બન્યો હતો. સૈનિક તરીકે ઉચ્ચ પદવી પ્રાપ્ત કરવાની એની આકાંક્ષા હતી. અને હમેશ બાયબલ વાંચવાનો એની માતાનો આદેશ એણે અક્ષરશઃ પાળવાનો હતો. મહત્ત્વાકાંક્ષી સામ્રાજ્યના સ્રષ્ટાઓ તે કાળમાં બાયબલનો જૂનો કરાર વાંચતા અને પોતાના જીવનમાં એ આદર્શને ચીવટાઇથી વળગી રહેતા.

જુલાઈ માસમાં એ હિન્દને કિનારે ઊતર્યો અને કાશીની ૪૧ મી દેશી પલટણમાં એને કામગીરી આપવામાં આવી. માતાની આજ્ઞાનું શબ્દશઃ પાલન કરતો એ પોતાના કામમાં મશગૂલ બની ગયો. અફઘાનીસ્તાન તથા સરહદના પ્રાન્તમાં સારી કામગીરી બજાવતો એ પ્રગતિ સાધવા લાગ્યો.

૧૮૪૭ નો મે માસ એણે સર હેન્રી લોરેન્સ સાથે લાહોરમાં ગાળ્યો. આ સમયે બન્ને વધુ નિકટના પરિચયમાં આવ્યા અને એ હેન્રી લોરેન્સનો પટ્ટ શિષ્ય જેવો બની ગયો. આમ છતાં એ હેન્રી લોરેન્સનો અંધ ઉપાસક બન્યો નથી. પોતાનું વ્યક્તિત્વ જાળવી રાખી એણે લોરેન્સના હાથ નીચે તાલીમ લેવા માંડી. લોરેન્સે પણ કદી એના ઉપર અણછાજતું દબાણ કર્યું નથી. હિન્દ આવ્યા પછીના પહેલા દસકામાં જ એણે પોતાની પ્રતિભા વિવિધ ક્ષેત્ર વિકસાવ્યાનું જણાય છે.

× × ×

નિકલસન બળનો ઉપાસક જણાય છે. છ ફૂટ ઉપરની કાયાવાળો, પોતાના પ્રચંડ વ્યક્તિત્વ અને દૃઢ મનોબળથી સામાને ડારતો ધાડસી નિકલસન કેટલાયે શીખો, પઠાણો તેમજ ફકીરોનો આરાધ્ય દેવ જેવો બની ગયો હતો. એના શિષ્યો એને 'નકુલસેન' કહેતા અને પોતાને સેનના સંપ્રદાયી તરીકે ઓળખાવતા. એનો ચરિત્રલેખક હેસ્કેથ પિઅરસન લખે છે But Nicholson received a distinction which his sovereign had not the power to confer: The unique distinction of deification by his enemies. His bravery and ubiquity had so deeply impressed the Sikhs that they endowed him with supernatural faculties; and when after the battle of Gujarat he released all the prisoners on his own responsibility, telling them to go

home quietly, the combination of mercy and courage in him quite subdued them and they came to believe he was another re-incarnation of God."

The Hero of Delhi : Hesketh Pearson p. 95.

૧૮૪૯ ના અરસામાં નિકલસને ઉપર વર્ણવ્યા પ્રમાણેની પ્રતિષ્ઠા મેળવ્યાનું જણાય છે. પોતાના શિષ્યોને જરૂર પડયે એ સારી પેઠે ચાબુકથી ફટકારતો છતાં એ એને વફાદાર રહેતા એટલું જ નહિ પણ એને દેવની માફક પૂજતા. પોતાની કુનેહ, શક્તિ, મનોબળ અને જરૂર પડયે ફૂટનીતિથી ૧૮૫૭ ના કાળમાં એણે પંજાબને બચાવી લીધાનું જણાય છે; અને વળી શીખોની સાથે ત્રણેક હજાર પઠાણોનું દળ ઊભું કરવામાં એ સફળ બન્યો હતો. ફૂટનીતિમાં મોટે ભાગે એ સર હેન્રી લોરેન્સને અનુસર્યો જણાય છે. આ શક્તિ એની જન્મસિદ્ધ શક્તિ જણાતી નથી.

એણે ૫૫ મી પલટણ તથા નૌશેરાના બળવાખોર સિપાઇઓનો સામનો દૃઢતાથી કર્યો. આ હજારેક સિપાઇઓ માર્દનના કિલ્લામાંની ૫૫ મી પલટણ સાથે મળી જવા ઉપડી ગયા હતા. આ પલટણનો વડો કર્નલ સ્પોટિસ. વુડ પોતાની પલટણની વફાદારીમાં ખૂબ શ્રદ્ધા ધરાવતો હતો. કેટલાક શીખોએ સ્પોટિસ વુડનું ધ્યાન બેદિલ સૈનિકો વિષે દોર્યું હોવા છતાં એ પોતાની શ્રદ્ધામાં અચળ રહ્યો હતો. જ્યારે આ પલટણને નિઃશસ્ત્ર બનાવવાના હુકમ ઉપરીઓ તરફથી છૂટયા ત્યારે આ સહૃદય કર્નલને એટલું બધું લાગી આવ્યું કે એણે ગોળી ખાઈ આપઘાત કર્યો.

૧૮૫૭ ની ૨૫ મી મે ના રોજ આ સિપાઇઓ લૂંટ કરી સ્વાતના ટેકરાળ પ્રદેશ તરફ આગળ વધ્યા. આગ વરસતી ગરમીમાં એક અંગ્રેજ લશ્કરી અમલદાર અધવચ અટકી પડયો પણ થોડાક પોલિસ અને મુલતાની

ઘોડેસવાર દળ સાથે નિકલસને એમનો પીછો પકડયો અને પિઅરસન લખે છે " At the head of the small force, mounted on a big grey charger, he fell upon the main body of the sepoys, who turned to receive him, broke under the shock and scattered in every direction. He hunted them out of villages, grappled with them in ravines, chased them over the hills. " p. 181.

સિપાઇઓ પણ પોતાના પૂરા બળથી સામનો કરી રહ્યા હતા. એમ નિકલસન પોતે લખે છે. તાપ ૧૨૦° ની આસપાસ હતો. આ ઝપાઝપીમાં દોઢસો સિપાઇઓ મરણશરણ થયા તેમાંના મોટા ભાગનાને નિકલસને પોતે યમશરણ કર્યા હતા એમ પિઅરસન લખે છે. કેટલાયે ભાગી ગયા. સમીસાંજ થતાં ૧૨૦ સિપાઇઓને કેદ કરી નિકલસન માર્દનના કિલ્લામાં પાછો ફર્યો. એનું શરીરબળ ઉત્તમ પ્રકારનું હતું. આશરે ૨૦ કલાક એ ઘોડા ઉપર હતો અને જતાં આવતાં ૭૦ માઇલ થતા હતા.

આ સર્વે સિપાઇઓને મૃત્યુદંડ આપવામાં આવ્યો ત્યારે પોતાના સાથી અમલદાર એડવર્ડ્ઝને નિકલસને લખ્યું: " ૫૫ મી પલટણના કેટલાક સિપાઇઓ માટે બે શબ્દ લખું છું. આ પલટણના બધાયે અમલદારો શીખો વિષે એકમતી દર્શાવે છે કે, એ આપણા સાથમાં છે. એટલે આપણે ન્યાયની સાથોસાથ દયાનું મિશ્રણ કરવું જોઇએ. " શીખો તથા તદ્દન નવા સિપાઇઓ માટે ભલામણ કરતાં એ લખે છે: " Blow away all the rest by all means, but spare boys scarcely out of their childhood, and men who were really loyal and respectful up to the moment when they allowed themselves to be carried away in a panic by the mass. " p. 181.

આમ લખ્યાપછી તથા જૉન લૉરેન્સ સાથે સલાહમસલતથી ૧૨૦ માંથી ૪૦ ને ફાંસી આપવામાં આવી.

× × ×

આવા ધાડસી માણસની પૂરી સહાય ન હોત તો દિલ્હીનો ઘેરો કદાચ લંબાત. નિકલસનના મત મુજબ, દિલ્હી લશ્કરનો વડો જનરલ આર્ચ્ડેલ વિલસન કટોકટીના કાળમાં તદ્દન નિરૂપયોગી હતો. કંઈપણ છેવટનો નિર્ણય લેવાનો આવે ત્યારે એનું ચિત્ત દ્વિધામાં ખળભળી ઊઠતું. ચિફ એન્જિનીઅર બેયર્ડ સ્મિથનો પણ, વિલસન વિષેનો અભિપ્રાય નિકલસન સાથે મળતો હતો. આ બધાને પરિણામે નિકલસન (કૅપ્ટન) એક નિશ્ચિત જગાએથી દિલ્હીમાં ઘૂસી ગયો અને દિલ્હી કબજે કરવાનું સુલભ બની ગયું. પણ આમ બનતા અગાઉ નિકલસનને દિલ્હીની શેરીમાં ગોળી વાગી અને આઠ નવ દિવસની યાતના ભોગવી એ મૃત્યુ પામ્યો. ગોળી વાગ્યા પછીના નવે દિવસ એ તદ્દન સ્વસ્થચિત્ત હતો અને દિલ્હી કબજે કર્યાના સમાચાર સાંભળી પોતાના જીવનકાર્ય વિષે એ નચિંત બન્યો હતો.

આવો બીજી ઘણી રીતે ઉમદા અમલદાર એક કાગળમાં લખે છેઃ "Let us propose a Bill for the flaying alive, impalement, or burning of the murderers of the women and children at Delhi. The idea of simply hanging the perpetrators of such atrocities is maddening. I wish that I were in that part of the world, that if necessary I might take the law into my own hands." p. 183.

નિકલસનના રીબામણીશૂરા માનસનું પ્રતિબિંબ આ ફકરો પૂરું પાડે છે. ધીરે તાપે પોતાના શત્રુઓને તળી શકાય એવા કાયદાની એ હિમાયત કરી રહ્યો છે. એનાં આ વચનોનો પડઘો માસ બે

માસમાં જ પડયો. લખનૌમાં પીળા બંગલા તરીકે જાણીતી જગાનો જ્યારે કબજો લેવામાં આવ્યો ત્યારે નિકલસનની આકાંક્ષા અક્ષરશઃ સંતોષાઈ હોવી જોઇએ. મેન્ઝેન્ડીએ પોતાના પુસ્તકમાં આ આખોયે કિસ્સો નોંધ્યો છે: પીળા બંગલાનો કબજો લેવાયો ત્યારે શીખ પલટણના એક લોકપ્રિય અમલદાર ઍન્ડર્સનનું મૃત્યુ થયું. આ વખતે કેટલાક વિફરેલા શીખોએ અંગ્રેજ સૈનિકોની સહાયથી એક સિપાઇનો પીછો પકડયો. જરાસંધને જેમ ચીરી નાખવાની વાત પ્રચલિત છે તે પ્રમાણે આ અભાગી સિપાઇને ચીરી નાખવાનો પ્રયાસ કર્યો પણ તેમાં ફાવ્યા નહિ એટલે એને ઢસડવામાં આવ્યો અને બેયોનેટની અણીઓ ખોસી એને થતી વેદના નીહાળવામાં આ ક્રૂરકર્માઓ આનંદ માણવા લાગ્યા. પણ આટલાથી એમને સંતોષ થયો નહિ. થોડાંક રાડાં તથા પરાળ એકત્ર કરી હળવો તાપ શરૂ કર્યો અને આ મૃતપ્રાય જીવને શેકવા માંડયો. આ માણસે શરૂમાં તો ખૂબ ખૂબ બરાડા પાડયા હશે પણ પછી એનો કંઠ સૂકાવા લાગ્યો, અવાજ ધીમો પડયો અને ચેતન હણાવા લાગ્યું. આમ છતાં એક અંતિમ પ્રયાસ કરી એ આ તાપણી ઉપરથી ઊભો થઈ ગયો અને દસેક કદમ દોડી ગયો. પણ એને પાછો લાવી ફરી પાછી શેકણી શરૂ થઈ અને એ મૃત્યુ પામ્યો.*

અંગ્રેજમાનસ એ કાળમાં કેટલું રીબામણીશરૂં બન્યું હતું તેનો પૂરાવો ઉપરનો કિસ્સો પૂરો પાડે છે.

હકીકત તો એ છે કે, માનવી માત્ર જે જે વિચારો સારા કે નરસા અતિ ઉત્કટતાથી સેવે છે તેનો પડઘો પડયા વિના રહેતો જ નથી. નિકલસનના માનસ સાથે શાહજાદા ફિરોજશાહનું માનસ સરખાવવા જેવું છે. ફિરોજશાહ માટે શ્રી સેન પોતાના પુસ્તકમાં લખે છે: " No other rebel leader condemned the massacres so openly and in such unreserved forms. " અંગ્રેજ

* 1857 : Surendra Nath Sen. p. 415-416.

સ્ત્રી-બાળકોની કતલની ઝાટકણી ફિરોજશાહની માફક સીધા શબ્દોમાં બીજા કોઈ અગ્રણીએ કાઢી નથી.*

પણ જૂના કરારની મર્યાદાનેયે વટાવી ગયેલો નિકલસન બીજું શું કરે? એનો મુદ્રાલેખ કંઈક આ પ્રકારનો હોવો જોઇએ. "કોઇ તારી એક આંખ ફોડી નાખે તો એની બે ફોડી નાંખજે; કોઈ તારો એક દાંત પાડી નાંખે તો એના બત્રીસે દાંત પાડી નાંખજે."

## ૫. ઝાંસીની લૂંટ

આ બાજુ ગોરા ચારે દરવાજાથી શહેરમાં દાખલ થયા અને જે દેખે તેને કાપતા ચાલ્યા. પાંચ વરસની ઉપરના અને એંસી વરસની અંદરના જે પુરુષ દેખાયા તેમને ગોળીથી કે તરવારથી ઠાર કરવામાં આવ્યા અને એક બાજુથી શહેરને આગ ચાંપી દીધી. પ્રથમ આગ હલવાઈપુરાને લગાડી. આ સમયે શહેર ઉપર દુઃખનું અપાર મોજું ફરી વળ્યું. ઘેટાંના ટોળાં ઉપર વરુ તરાપ મારે ત્યારે ઘેટાંની જેવી હાલત થાય તેવી હાલત આ ભયભીત લોકની થઈ ગઈ અને ચારે દિશામાં બાવરા બની ભાગવા લાગ્યા. કેટલાક દોડતાં દોડતાં ઢગલો થઇ હેઠે પડવા લાગ્યા. કોઈ એકાદ ઊંડી ગલીમાં ભરાઈ બેઠા, કોઈ ઘરમાં લપાઈ બેઠા, કોઈ દાઢી મૂછ સાફ કરી સ્ત્રી વેશ સજી બેઠા, કોઈ ખેતરમાં જઈ છૂપાયા, આમ જીવ બચાવવાની જે યુક્તિ સૂઝી તેનો આશરો લેવા લાગ્યા. ગોરાઓ શહેરમાં ઘૂસી કતલ ચલાવી રહ્યા છે એમ સાંભળી શહેરના મધ્ય ભાગમાં આવેલા ભીડેના બાગમાં

---

* In his proclamation dated 17th February, 1858, he says, "The delay in defeating the English has been caused by people killing innocent children and women, without any permission whatever from the leaders whose commands were not obeyed. Let as avoid such practices and then proclaim or Sacred war." Foreign Secret consultations: No. 122, 30 April 1858 1857 : Sen. p. 380.

હજારો લોક ચારે બાજુથી આવી પડયા. ગોરા ત્યાં આવી પહોંચતાં બધાયે નીચા નમી દંડવત્ પ્રણામ કર્યા અને બોલ્યા: "અમે નિર-પરાધી રૈયત છીએ. અમે સૈનિકો નથી. અમને કૃપા કરી જીવતા... રહેવા દો, મારશો નહિ." આ લોકની આવી કરુણ વાણી સાંભળી તથા તેમના સારા નસીબે મુખ્ય ગોરા અધિકારીએ તેમના તરફ દયા દાખવી અને અભય વચન આપી, દરવાજે તાળાં મારી, અંદરના લોક બહાર ન જાય અને બહારના અંદર ન જાય તે ખાતર, પહેરો ગોઠવી દીધો. એકંદરે સ્ત્રી-પુરુષો તથા બાળકો મળી વીસ હજાર માણસો આ બાગમાં હોવાથી બચી ગયાં.

બીજી બાજુ ગોરા ઘરમાં ઘૂસી જઈ કતલ કરતા કરતા સોના-રૂપાની લૂંટ કરવા લાગ્યા. ઘરમાં દાખલ થતાં જ જો માલ મિલકત સ્વાધીન કરી દેવામાં આવે તો જ જીવ બચતો, પણ પૈસો ટકો બતા-વતાં વાર થતી તો હાલહવાલ કરવામાં આવતા. કેટલાકને તો તેમના જ ધોતિયાનો છેડો ગળે બાંધી, બહાર ઢસડી જઈ મારઝૂડ કરવામાં આવતી. એમનાં ઘરોની જમીન ખોદી જોવામાં આવતી. ઘરની ભીંતો તોડી નાંખી તપાસવામાં આવતી અને તેમાંથી કંઈક અર્થપ્રાપ્તિ થાય એટલે તેમને ગોળીથી ઠાર કરવામાં આવતા. વળી માલમિલકત ગોરા-ઓને ચરણે ધરી જીવ લઈને છૂટેલા પણ બીજા ગોરાઓના હાથમાં સપડાતાં માર્યા જતા. ગોરાઓએ સ્ત્રીઓને જાણીબૂજીને મારી નથી. પરંતુ કેટલીક સારા કુટુંબની યુવાન સ્ત્રીઓએ વટલાવાની બીકે ઘરની પછીતના કૂવામાં પડી આપઘાત કરેલો. કોઈ કોઈ જગાએ એમ પણ બનેલું કે પતિને ગોળીથી ઠાર કરતા હોય ત્યાં પત્ની તેની સાથે જ ગળે વળગી ઊભી રહેતી, અને ગોળી છૂટતાં તે પતિવ્રતા સ્ત્રીનું ભવો-ભવનું સાર્થક થતું. પતિ આ ગોળીથી બચી ગયો હોય તો તેને બીજી ગોળી મારી ઠાર કરવામાં આવતો. આમ કેટલીક દૃઢ નિશ્ચયી સ્ત્રીઓ મરણ પામી હશે, પણ ગોરા લોકે ઈરાદાપૂર્વક સ્ત્રીઓની છેડતી કે પ્રાણહાનિ કર્યો નથી. આટલી સારપ આ પશુતુલ્ય ગોરામાં ક્યાંથી

આવી વસી એવો સંશય થાય; પણ અંગ્રેજ સરકારે દરેક ગોરા સિપાઇ દીઠ દાબમાં રાખવા બબ્બે કાળા સિપાઇ નીમ્યા હતા. અને તેમને એવો હુકમ આપ્યો હતો કે, કોઈપણ ગોરો સ્ત્રીઓની ઘાત કે અપમાન કરે તો તેને તત્કાળ ગોળીથી વીંધી નાંખવો. અંગ્રેજ સરકારની આવી દૂરદર્શી તેમજ ન્યાયી વ્યવસ્થાથી સ્ત્રીઓને ઘણું કરીને ઈજા થઈ નહિ. ઘરમાં પેસતાં જ સ્ત્રી દૃષ્ટિએ પડે કે, ગોરા દૂર ઊભા રહી તેના અંગ ઉપરની વસ્તુઓ ઉતરાવી લેતા અને મીઠી જબાનથી માલમિલકત વિગેરે જે માહિતી મળે તે પ્રમાણે ખોળીને લઇ જતા. આમ સાંજ સુધી કતલ તથા લૂંટ ચલાવી યમરાજ જેવા ગોરા સિપાઇઓ, રાતને માટે શહેરની વ્યવસ્થા કરી પોતાને સ્થાને પાછા ફર્યા.

સત્તાવનની કત્લેઆમ: પા. ૯૩ : ૯૪ : ૯૫

× × × ×

બીજે દિવસે આગલા દિવસના અનુભવ ઉપરથી મળસ્કે 'બંડા' માં જઇને બેઠા આ દિવસે ઘણા માર્યા ગયા. કેટલાક લોક, ગોરા દૃષ્ટિએ પડતાં ઘાસની ગંજીઓમાં જઇને છૂપાયા, પણ આ ગંજીઓ સળગાવી દેવામાં આવી એટલે અંદર બળીને ખાખ થઈ ગયા. ગોરા આવતા સાંભળી કેટલાક કૂવામાં કૂદી પડતા, પણ ગોરા કાંઠે બેસી, પાણીમાં ડોકું દેખાય કે તરત ગોળી મારી ઠાર કરતા. કોઈ કોઈ ખેતરોમાં સંતાયા હતા તેમને પણ શોધીને ઠાર કરવામાં આવ્યા. અમારી પડોશમાં એક અગ્નિહોત્રીનું ઘર હતું. આ ભાઇ હોમથી પરવારી બહાર નીકળતા હતા, એટલામાં બે ગોરા અને ચાર કાળા સિપાઇઓ અંદર દાખલ થયા. ગોરા સીધા હોમશાળા બાજુ ગયા. ત્યાં અગ્નિકુંડ ઉપર ટોપલી, પાટલા વગેરે ઊંધા મૂકેલા હતા. ગોરાઓને એમ લાગ્યું કે, અંદર ધન હોવું જોઇએ. પણ લાતમારી ઢાંકણ ઉડાડી દીધાં તો રાખ દૃષ્ટિએ પડી. રાખમાં ધન સંતાડ્યું હશે એમ માની હાથ નાંખ્યો તો દેવતાને લીધે દાઝાઈ ગયા, આથી તે ઘણા

ગુસ્સે થઈ ગયા અને અગ્નિહોત્રી તથા તેના ભાઈને ગોળીથી ઠાર કરી, સોનું, રૂપું, જે કાંઈ જડયું તે લઈ બીજે ઘેર ગયા. એકંદરે અગ્નિહોત્રી સાથે એમના ઘરનાં અગિયાર માણસો માર્યાં ગયાં. આખું યે કુટુંબ ખપી ગયું. ગોરાને જોઈ કોઈ ભાગવાનો પ્રયાસ કરતા પણ તે ગોળીથી વીંધાઈ જતા. ભીડેના બાગમાં જમા થયેલા સઘળાને બે દિવસના ઉપવાસ થયા હતા. ત્રીજે દિવસે સવારે ગોરા પહેરેગીરોએ ઘેરથી સામાન લાવી રસોઇપાણી બનાવવાનું લોકોને કહ્યું એટલે બધા ખુશ થઈ ગયા અને પોતપોતાને ઘેર દોડતા જઈ જરૂરી સામાન લઇ બાગમાં આવી ગયા. આમાં બીજા કેટલાક પણ અંદર દાખલ થવા પામ્યા અને ત્રીજા દિવસની કતલમાંથી બચી ગયા.

The famous library of Sanskrit manuscripts was totally destroyed and the city was ruthlessly plundered. "So soon as the fighting had ceased, officers and men began to look about them with that spirit of curiosity which pervades one when visiting the shops of Wardour Street, Leicester Square: They dived into every house and searched its dark corners, they pulled down walls, or parts of walls, which looked of recent build, all in this self same spirit of curiosity—not to loot, of course, because that was forbidden under the strictest punishment. One class of articles, however, seemed to me to be looked on as fair loot by even the most scrupulous—these were the gods found in the temples. They were collected in great numbers, and were strangely sought after by every officer and

soldier. There were Gunputties and Vishnoos innumerable, and of every metal. Some were really pretty ornaments, silver, with gold bangles on their grotesque limbs, and small enough to be worn on the watch chain; others were of brass and stone of rare workmanship."

Sylvester, Recollections of the Campaign in Malwa and Central India, pp. 107–108. quoted by Surendra Nath Sen on p. 288.

આમ ત્રણ દિવસ કતલ તથા લૂંટ ચલાવી શહેરમાં જેટલું સોનું, રૂપું, હીરા, પોખરાજ, મોતી વગેરે જે જડ્યું તે ગોરા ઉઠાવી ગયા. શહેરમાંથી ગોરાને એક કરોડની માલમતા મળી હશે. મનુષ્યનું ભાગ્ય ચમત્કારિક ચીજ છે. ત્રીજે દિવસે અંગ્રેજો પોતાના સાગરીતો સાથે રાજમહેલમાં પેઠા અને લૂંટ આદરી. સોનું, રૂપું, પિત્તળ, તાંબુ વગેરે સર્વ ચીજો લૂંટીને છાવણીમાં લઈ ચાલ્યા. એકાદે વાસણ કે વસ્ત્ર રહેવા દીધું નહિ. પોથીઓને વીંટાળેલા કાપડ ઉપર પણ એમની નજર ઠરી. ઝાંસીનું પુસ્તકાલય વિશાળ અને ઉત્તમ વ્યવસ્થાવાળું હતું કારણ કે, પેશ્વાના સૂબાથી માંડીને...ગંગાધરબાબાના સમય સુધી બધાએ પુસ્તકો વસાવવામાં ઉદ્યોગી રહ્યા હતા. ચારે વેદ તથા સર્વે શાખાનાં સૂત્રો ભાષ્ય સાથે, સટિક સ્મૃતિઓ, પુરાણો, જ્યોતિષ શાસ્ત્ર તથા વૈદકના ગ્રન્થ આમ અનેક ઉપયોગી પુસ્તકો આ પુસ્તકાલયમાં હતાં. ઝાંસીથી ચારસો પાંચસો કોસ દૂર સુધી લખનારાને મોકલીને ઉપયોગી ગ્રન્થો ઉતારી લેવામાં આવ્યા હતા. અને જરૂર જણાયે કાશી સુધી પણ આ પુસ્તકો લઇ જવામાં આવતાં. આવાં પુસ્તકોને વીંટાળવાનું કાપડ મજબૂત પસંદ કરવામાં આવતું અને અભરાઈનાં પાટિયાં સીસમના લાકડાનાં રખાતાં. અંગ્રેજોએ અભરાઇનાં પાટિયાં છૂટાં પાડી દઈ પુસ્તકોને વીંટાળેલું કાપડ છોડી લઈ, ત્રીજે માળથી...

ધડાધડ પુસ્તકો રસ્તામાં ફેંકી દીધાં. પુસ્તકોનાં પાનાં પવન સાથે રસ્તામાં આમ તેમ ઉડતાં. ફરાસખાનામાંથી જાજમો, નાનામોટા તકિયા, તંબૂ, જાડી શેતરંજીઓ વગેરે સર્વ ચીજો છાવણીમાં ઉપાડી ગયા. નગારખાનામાંથી નોબત, નગારાં વગેરે તોડીફોડીને તાંબાનાં વાસણ ઊચકી ગયા. આમ રાજમહેલની તદ્દન દુર્દશા કરી નાખી. લક્ષ્મીનું દેવળ પણ લૂંટમાંથી બચ્યું નહિ. દેવીના વસ્ત્રાલંકાર લૂંટી લેવામાં આવ્યા. મને તો લાગે છે કે, મહાલક્ષ્મીને પોતાની ઉપર જ ગુસ્સો ચઢયો હતો અને આ સર્વ સરંજામ અકારો બન્યો હતો. કતલ તથા લૂંટનું કામ બીજે દિવસથી બંધ પડવાનું હોવાથી, તે છેલ્લે દિવસે સતત તથા ચાલાકીથી જારી રાખવામાં આવ્યું હતું. ઘરોમાં ઘૂસીને ખૂણેખાંચરે છૂપાયેલા માણસોને શોધીને મારવા માંડ્યા હતા; ધર્મશાળાઓ ખૂંદી વળી, દેવળોના ગર્ભદ્વારમાં જ કેટલાકને કાપી નાખવામાં આવ્યા હતા. કોષ્ટીપુરામાં ઘણી પ્રાણ હાનિ કરવામાં આવી તેમાં કેટલીક બિચારી સ્ત્રીઓ પણ મારી ગઈ હતી.

સત્તાવનની કત્લેઆમ: પા. ૧૦૪-૧૦૫-૧૦૬.

× × × ×

આ વેપારમાં અંગ્રેજ સરકારે ખૂબ ધન મેળવ્યું અને શહેરમાંની પ્રજા પાસેથી સર્વ ધન નીચોવી લઈ લીધું એમ કહેવામાં કાંઈ ખોટું નથી. જે કાંઈ પ્રજા પાસે હતું તે ગોરા લૂંટી ગયા. આમ છતાં જે કાંઈ બચ્યું હશે તે પ્રજાએ તેમનાં જ વાસણ, વસ્ત્રો વેચીને મેળવી લીધું. આ પ્રમાણે નવમે દિવસથી, આખીયે પ્રજા નિર્ધન બની, બની ગયેલાં કર્મોનું જાણે પ્રાયશ્ચિત્ત કરી, નવો સંસાર શરૂ કરવાના ઉદ્યોગમાં લાગી ગઈ.

સત્તાવનની કત્લેઆમ: પા. ૧૧૧

ગોડસેભટનું ઉપરનું વર્ણન અંગ્રેજી પુસ્તકોમાંથી મોટે ભાગે અક્ષરશ: સાંપડે છે.

મેલેસનના કહેવા મુજબ ઝાંસીમાં પાંચ હજાર માણસોની કતલ થઈ. ઝાંસી નિવાસીઓના અંદાજ મુજબ વીસ હજાર આદમીઓ મરણ-શરણ બન્યા. લૂંટ કેટલી થઈ તેનો અંદાજ કાઢવો મુશ્કેલ છે.

શ્રી સુરેન્દ્રનાથ સેન તાજેતરમાં પ્રગટ થયેલા પોતાના પુસ્તક અઢારસેં સત્તાવનમાં લખે છે: " The battle now raged furiously from street to street, from house to house, and from room to room and the defenders fought like tigers. "

Library Edition Eighteen Fifty Sevens Surendra Nath Sen p. 287. અને તરત જ આગળ વધતાં મેલેસનમાંથી ઉતારો ટાંકે છે: " When even the courtyard of the palace was reached, it became apparent that the resistance had only begun. Every room was savagely contested. Fruitlessly, however. From chamber to chamber the enemy were driven at the point of the bayonet. At length the palace itself was gained. The opposition, however, had not even then entirely ceased. Two hours later it was discovered that fifty men of the Ranis' bodiguard still held the stables attached to the building. "

Malleson Vol. III p. 170
as quoted by Surendra Nath Sen.
on p. 288 of his book.

---

# ઉપસંહાર

આ નાનકડા પુસ્તકમાં ૧૮૫૭ નો ઇતિહાસ આપવાનું ધ્યેય નહોતું. માત્ર કેટલાંક કરપીણ કૃત્યો નોંધી હિન્દીઓને કરવામાં આવેલા અન્યાયનું કંઇક ખ્યાન આપવાનો વિચાર રાખેલો તે મુજબ નાના સાહેબ, ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ વગેરેને ન્યાય આપવા આપણે ઢાલની બીજી બાજુ વિચારી છે અને અંગ્રેજમાનસ કેટલું રીબામણીશ્રૂરૂં બન્યું હતું તેની નોંધ સ્થળે સ્થળે લીધી છે.

આપણામાં કાંઇ જ નબળાઇઓ નહોતી એમ સિદ્ધ કરવાનો ઉદ્દેશ નથી; કારણ કે, આપણામાં મૂલગત નબળાઇઓ ના હોત તો અંગ્રેજો ફાવી શકત કે કેમ તેની શંકા છે.

આપણે વ્યક્તિગત શૌર્ય અને શક્તિના દાખલા પૂરા પાડયા છે એમ કોઇપણ તટસ્થ ઇતિહાસકાર કબૂલ્યા વિના નહિ રહે. પણ આ વ્યક્તિગત શૌર્ય અને શક્તિનું સામુદાયિક ઉત્થાન નીપજાવવામાં આપણે ઘણા પછાત હતા અને કેટલેક અંશે આજ પણ છીએ.

તાજેતરમાં પ્રસિદ્ધ થયેલા શ્રી સેનના પુસ્તકનો આમુખ મૌલાના આઝાદે લખ્યો છે તેમાં પા. ૧૫ ઉપર એ જણાવે છે: "As I read about the events of 1857 I am forced to the sad conclusion that Indian national character had sunk very low." અર્થાત્ ૧૮૫૭ ના બનાવો વાંચતાં આપણા ચારિત્ર્યનું ધોરણ કેટલું બધું નીચું ઊતરી ગયું હતું તે વિચારી મને વિમાસણ થાય છે. આપણા નેતાઓમાં એકમતી ન હતી. એકબીજાની સાથે ઝગડવામાં એ પોતાનું ધ્યેય વિસરી ગયા. આ નેતાઓમાં મૌલાના આઝાદના મત મુજબ ફૈઝાબાદનો મોલવી તથા તાત્યા ટોપે આ બે જ તદ્દન નિઃસ્વાર્થ ધ્યેયવાદી જણાય છે. અને બીજામાંના ઘણા પોતાનો સ્વાર્થ જોખમાયો ત્યારે જ અંગ્રેજ વિરુદ્ધ પડ્યા હતા.

આપણો સામાન્ય અનુભવ તો એવો છે કે, ચારિત્ર્ય વિષે એકાંગી દૃષ્ટિ કામિયાબ નીવડતી નથી. એનું મૂલ્યાંકન તે તે પરિસ્થિતિમાં કરવું જોઈએ. વળી બધાયે નિઃસ્વાર્થવૃત્તિથી આવી મહાન હિલચાલોમાં ભાગ લેતા નથી. એમના હેતુઓ મિશ્ર હોય છે એમ આપણે ૧૯૧૯–૧૯૩૦ તથા ૧૯૪૨ માં પ્રત્યક્ષ જોયું છે.

હકીકતમાં તો એમ જણાય છે કે, ૧૮૫૭ ના યાદગાર પ્રસંગ બાદ કેટલાક અંગ્રેજ અમલ તરફ એના કેટલાક કાયદાઓને લીધે સહાનુભૂતિ દર્શાવનારા લોક આગળ આવ્યા અને કેટલાક અંગ્રેજો તરફ દ્વેષ અને તિરસ્કારની લાગણીથી પ્રેરાઈ ત્રાસવાદી બન્યા. અંગ્રેજોએ હિન્દુ–મુસલમાનને રમાડવાની એમની પુરાણી તરકીબ અજમાવી અને દેશ થાળે પડી ગયો છે એમ પોતાનું મન મનાવવા લાગ્યા. પણ ભૂગર્ભમાં અગ્નિની જ્વાળાઓ શાન્ત પડી નહોતી અને એકંદરે જનતા પોતાના ધ્યેયને વિસરી ગઈ નહોતી.

આ પરિસ્થિતિમાં ગાંધીજીનો ફાળો નોંધવા જેવો છે. એમણે જનતાના માનસને નવો ઝોક આપ્યો. દ્વેષ અને તિરસ્કારની લાગણીનું એમણે રૂપાંતર કર્યું અને વ્યક્તિને ન વખોડતાં એનાં કાર્યોની તલસ્પર્શી વિચારણા અને છણાવટ એમણે શરૂ કર્યાં. લોકજાગૃતિ અને લોકકેળવણી માટે એ સતત મંડ્યા રહ્યા અને ૧૯૪૨ માં આ પ્રચંડ લોકલાગણીને 'હિન્દ છોડી ચાલ્યા જાવ' ની બુલંદ ઘોષણામાં સાકાર સ્વરૂપ આપ્યું.

આ વિરોધ કેટલો સર્વવ્યાપી હતો તેની નોંધ તો ભાવિ ઇતિહાસકાર લખશે. આ બાબતમાં ૧૯૪૨ ની સાલમાં ગવર્નસભામાં રાયબહાદુર શ્રી નારાયણ માહથાએ કરેલા પ્રવચનની નોંધ લેવા જેવી છે શ્રી નારાયણ માહથા એમના પ્રવચનમાં જણાવે છે:

"પોલીસ અને લશ્કરો ગ્રામ્ય વિસ્તારો ઉપર છોડી મૂકવામાં આવ્યાં હતાં અને મારા પોતાના વતનના જિલ્લાના રાષ્ટ્રીય "

મોરચાના આગેવાન તરીકેના...ગામડાંઓમાંના મારા પ્રવાસ દરમિયાન પોલીસ અને લશ્કરના જુલમના, વિનાશક પ્રવૃત્તિઓના, અકારણ ભાંગફોડના, ખાનગી મિલકતો લૂંટવાના, આખાં ગામડાં બાળી મૂકવાના, ધમકી આપીને નાણાં કઢાવવાના અને કેટલાક સંજોગોમાં શારીરિક રિબામણની વિગતો આપતા અહેવાલો પડ્યા હતા. આવા નિર્દય જુલમાટોની વિગતો આપતું એક નિવેદન મેં મારા જિલ્લા મેજિસ્ટ્રેટને અને મારા પ્રાન્તના મુખ્ય મંત્રીને સુપરત કર્યું છે. આ નિવેદન પર મારી પોતાની, જિલ્લા યુદ્ધ સમિતિના મંત્રી અને જિલ્લા બોર્ડના પ્રમુખની સહીઓ છે. આખા હિંદમાં કદાચ આ જ સંસ્થા એવી છે કે જેણે લગભગ ચાર લાખની કિંમતનાં યુદ્ધ-બોન્ડો ખરીદ્યાં છે.

તે ઉપરાંત બિહારના ગવર્નરના સલાહકાર અને મુખ્ય મંત્રી આગળ પણ, મેં મારી સગી આંખોએ આ ગામડાંઓમાં જે હકીકતો જોઈ છે, તે રજૂ કરી છે. બજારોમાંની સઘળી સમૃદ્ધ દુકાનો લૂંટી લેવામાં આવી હતી અને આખાં ગામડાંઓ બાળી મૂકવામાં આવ્યાં હતાં. આ કામ ટોળાશાહીનું ન હતું. પણ લશ્કર અને પોલીસનું હતું.

મારે કબૂલ કરવું જોઈએ કે, આ દૃશ્યો મરતા સુધી મારી આંખો આગળ તર્યા કરશે. બિહારમાંના હિન્દીઓ હવે એ શીખી ગયા છે કે એક હડકાયા કૂતરાને અને કાળા હિન્દીને ગોળીથી વીંધી... નાખવામાં ઝાઝો તફાવત નથી.

આ પ્રવૃત્તિનાં વિસ્તાર, ઊંડાણ અને અગત્ય હજી તેના ખરા સ્વરૂપમાં સમજાયાં નથી. એ...વિદ્યાર્થીઓની કે કોંગ્રેસની ચળવળ નથી; કે હિન્દના યુદ્ધ-પ્રયાસોમાં અંતરાય નાખવાની પાંચમી કતારની પ્રવૃત્તિ નથી.

જે પ્રજા આગળ તમે રાજકીય સ્વતંત્રતાની લાલચો આપી છે, જેમની ધીરજ માનવસહિષ્ણુતાની મર્યાદા વટાવી ગઈ છે અને પોતે જે સ્વતંત્રતા ભોગવતી નહિ હોય તેનું રક્ષણ કરવાની વિરોધાભાસી

ફરજ જેને માથે લાદવામાં આવી છે તે પ્રજાનું આ મરણિયું શેષ પ્રદર્શન છે. "

ઉપર જણાવેલી હકીકત તા. ૩ જી ઓક્ટોબર ૧૯૪૨ ના જન્મભૂમિમાંથી લીધી છે. આ વિગત જરા વિસ્તારપૂર્વક 'ઇન્ડિયા અનરેકોન્સાઇલ્ડ' માં પા. ૩૭૪ થી ૩૭૬ માં સાંપડે છે. શ્રી માહથા રાયબહાદુર હોવા છતાં સખ્ત શબ્દોમાં ઝાટકણી કાઢતાં ઠીક જ બોલ્યા છે :

" I am not one of those, sir, who hold an individual or an organisation responsible for the present situation. To my mind, forces there are that work in human affairs, influencing men's actions, individual and collective. And a statesman is he who reads correctly the direction and objective of those forces and canalises them along safe and fruitful channels, using the energy for creative purposes. The mere politician, cursed with the ignorance that myopia breeds and abstinacy...aggravates, merely seeks expedients to neutralize those forces, and in practice does actually seem to succeed until the inevitable crash comes. " India Unreconciled: p. 375.

દીર્ઘ દૃષ્ટિ ધરાવતો રાજપુરુષ જગતનાં પરિબળોને કેવી દૃઢતાથી નિયોજી શકે છે તેનું સચોટ બયાન ઉપરના શ્રી માહથાના શબ્દોમાં જડે છે. રાજકારણમાં ચેડાં કરતો ખટપટી આદમી કદાચ તાત્કાલિક ફત્તેહ મેળવી શકે પણ ઘણીવાર તો એ અચૂક આવનાર વિનાશને રસ્તો કરી આપવામાં સફળ થાય છે એની ચેતવણી શ્રી માહથા

# પુસ્તકોની યાદી

## અંગ્રેજી


1. History of the Indian Mutiny 6 Volumes : Kaye & Malleson
2. History of the Indian Mutiny : T. Rice. Holmes
3. Seclections from the Papers of Lord Metcalfe : Kaye
4. Indian Empire : Martin
5. Indian Mutiny : Charles Ball
6. The Story of Satara : Major B. D. Basu
7. The Hero of Delhi : Hesketh Pearson
8. 1857 : Surendra Nath Sen
9. Recollections of the Campaign in Malwa & Central India : Sylvestor
10. The Tale of the Great Mutiny : W. H. Fitchelt
11. The Other side of the Medal : Edward Thompson
12. The Great Rebellion : Ashoka Mehta
13. Forty One Years in India : Lord Roberts
14. The map of Life : W. E. Lecky
15. History of Our own times : Mac Carthy

16. A years' Campaign in India from March 1857 to March 1858 : Medley

17. Subject India : Brailsford

18. India Unreconciled : 'Hindustan Times' Publication

19. Correspondence with Mr. Gandhi : Govt. Publication

20. Incidents of the Sepoy War : Compiled from the private journals of General Sir Hope Grant

21. Lives of Indian Officers 2 Vols. : Kaye

22. History of the Indian Mutiny 3 Vols. : Forrest

23. The Indian War of Independence 1857 : V. D. Savarkar

ગુજરાતી

૧. આત્મકથા : ગાંધીજી

૨. કેળવણીના પાયા : કિશોરલાલ મશરૂવાળા

૩. ભારત ઇતિહાસ ગાથા ; ઝીણાભાઈ દેસાઈ

૪. ભારતમેં અંગ્રેજી રાજ ભાગ ૨જો : પંડિત સુંદરલાલ

૫. બળવાનો ઇતિહાસ ૩ ભાગમાં : મહાશંકર ઇન્દ્રજી દવે

૬. સત્તાવન : નગીનદાસ પારેખ

૭. ભારેલો અગ્નિ : રમણલાલ વસંતલાલ દેસાઈ

૮. બંધન અને મુક્તિ : દર્શક

૯. સત્તાવનની કત્લેઆમ : મરાઠી માઝા પ્રવાસના
અનુવાદકઃ વિજયશંકર
મંછારામ ભટ્ટ

## મરાઠી

१. "सन १८५७" : પ્રો. નારાયણ કેશવ બેહેરે

२. माझा प्रवास : ચિંતામણ વૈદ્ય

३. सेनापति तात्या टोपे : નારાયણ દામોદર સાવરકર

3752